# સેલ્ફ પ્રેકટીકલ નોલેજ ઓફ હિપ્નોટિઝમ

(જાત અનુભવનું જ્ઞાન આપતો નવીન વશીકરણ ગ્રંથ)

## હિપ્નોટિઝમ યાને વશીકરણવિદ્યા ગ્રંથની અનુક્રમણિકા

*

## પ્રકરણ : ૩

## પ્રકરણ : ૪



## પ્રકરણ : ૫

## પ્રકરણ : ૬



## પ્રકરણ : ૭

## પ્રકરણ : ૮



## પ્રકરણ : ૯

## પ્રકરણ : ૧૦



## પ્રકરણ : ૧૧



## પ્રકરણ : ૧૨

## પ્રકરણ : ૧૩



## પ્રકરણ : ૧૪

## પ્રકરણ : ૧૫



## પ્રકરણ : ૧૬

## પ્રકરણ : ૧૭



## પ્રકરણ : ૧૮

## પ્રકરણ : ૧૯



---

# હિપ્નોટિઝમ

યાને

# વશીકરણવિદ્યા



THE WONDERFULL POWER
OF
SUBCONSCIOUS MIND

(વન્ડરફૂલ પાવર ઑફ સબ કૉન્સીયસ માઈન્ડ)



પ્રાણિવિનીમય દ્વારા વશીભૂત
કરવાની અલૌકિક વશીકરણવિદ્યા



પગથિયું : બીજુ

## આંતર મનની અનંત શક્તિઓ

THE POWERS HYPNODISE



જેમ યોગવિદ્યામાં ત્રાટક-સાધના માટે ઓમકારના મધ્યબિંદુનો ઉપયોગ કરાય છે તેમ દરેક હિપ્નોટિસ્ટ ધ્યાન કેન્દ્રીત કરવા માટે ઈમ્પ્રેશન જન્માવતાં ઉપરનાં ચિહ્નનાં પ્રતીક પડદામાં મૂકે છે, જેને જોતાં વિષય ચકરાઈ જાય છે.

## પ્રકરણ : ૧

# વીજળીના ચમકારા સમી વશીકરણવિદ્યા



સ્વામી રામતીર્થના અમેરિકાના પ્રવાસ દરમ્યાન તેમના સંપર્કમાં આવેલા શ્રી વિલિયમ વોકર એટ્રકિન્સને યોગવિદ્યાનો ઊંડો અભ્યાસ કરીને અંગ્રેજીમાં અનેક ગ્રંથો લખ્યા છે, આ ગ્રંથોના લેખક તરીકે તેમણે ભારતીય એવું ' યોગી રામચરક'નું નામ ધારણ કર્યું છે.

તેઓએ હિપ્નોટિઝમ અને મેસ્મેરીઝમ ઉપર ઘણું ઊંડું ચિંતન કર્યું છે. તેઓ કહે છે કે, બાઈબલ, કુરાન, ભારતીય પુરાણો વગેરે તમામ ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં અમુક વ્યક્તિઓએ પ્રાપ્ત કરેલી નિગૂઢ શક્તિના પ્રયોગોનાં વર્ણનો અપાયાં છે. તેવી જ જાતના ચમત્કારિક પ્રસંગો વર્તમાન-કાળમાં અવાર-નવાર બન્યા કરે છે. આવા પ્રસંગોની તપાસ કર્યા સિવાય તેને જૂઠાણા તરીકે કે જાદુ તરીકે ઉવેખી નહિ શકાય.

આપણે ઘણીવાર સાંભળીએ છીએ કે : અમુક વ્યક્તિનાં રે જ આગળ કોઈથી બોલી શકાતું નથી અને બધા એના

તેજમાં અંજાઈ જાય છે. તેની સાથે ઝઘડવાનો નિશ્ચય કરીને આવેલા માણસો પણ તેની હાજરીમાં કશું કરી શકતા નથી.

તેના કારણોની તપાસ કરતાં અને ખૂબ ઊંડેથી વિચાર કરતાં જણાશે કે : આવી વ્યક્તિ ચોક્કસ પ્રકારની ઉચ્ચ એવી માનસિક શક્તિ ધરાવતી હોય છે કે જેને લીધે તે પોતાનો પ્રભાવ બીજા પર પાડી શકે છે.

## ગુપ્તવિદ્યા–મોહિની શક્તિ

આવા પ્રભાવશાળી મનુષ્યમાં રહેલી શક્તિ એક નિગૂઢ એવી મોહિની શકિત છે.

ભૂતકાળમાં ભારતદેશમાં આ કળાનો ભારે વિકાસ થઈ ચુકયો હતો.

પ્રાચીન કાળના આર્યોએ આવી અદ્ભુત નિપુણતા કેમ મેળવી હતી તે શોધી કાઢવા પશ્ચિમના વિદ્વાનો ભારે મથામણ કરી રહ્યા છે. અને આવી ગુપ્ત વિદ્યામાંથી જે થોડી જ્ઞાનકલિકાઓ પામી શકયા છે–તેમાંથી વશીકરણની-હિપ્નોટિઝમની વિદ્યા વિકસાવી છે. એક સમય એવો હતો કે આવું જ્ઞાન ગ્રહણ કરીને તેને પચાવવા જેટલો ચારિત્ર્ય. વિકાસ થયો ન હતો. તેથી આવા જ્ઞાનના અભ્યાસને જાહેરમાં મૂકવામાં જોખમ રહેલું હતું. અને આવું જ્ઞાન લાભદાયક બનવાને બદલે શાપરૂપ બને તેવી પરિસ્થિતિ હતી. જ્ઞાનમાં તો કશું જોખમ હોતું જ નથી; પરંતુ સ્વાર્થ

પરાયણ અને સાંકડી દૃષ્ટિવાળાઓના હાથમાં આવું જ્ઞાન આવતાં, તેઓ પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે તેનો ઉપયોગ કર્યા વગર રહે નહિ. પરંતુ જો આ જ્ઞાન સર્વસાધારણ થઈ જાય એટલે કે એકેએક વ્યક્તિ તેનાથી જાણકાર થઈ જાય તો કશું હરકત જેવું રહેતું નથી. આવું જ્ઞાન ગ્રહણ કરવા માટે સૌની અને હૃદય તયાર થાય, તે પહેલાં જો ગણીગાંઠી વ્યક્તિઓના હાથમાં જ આવો જ્ઞાનરૂપી કિમિયો આવી જાય તો તેઓના હાથે નુકસાન થવાનો જ સંભવ છે. સામાન્ય જન જો આ સૂક્ષ્મ વિદ્યાના નિયમો જાણતો હોય તો સ્વાર્થી માણસોના પ્રયોગોની સામે પોતાનો બચાવ કરી શકે છે.

જેઓ પોતાના સત્ય સ્વરૂપને પિછાને છે, તેઓની આગળ સ્વાર્થી વ્યક્તિઓનું કંઈ જ ચાલતું નથી પરંતુ સામાન્ય જનતાને સ્થૂલ વિષયો ઉપરાંત બીજા કશાયની ગતાગમ હોતી નથી કે તેનામાં નિગૂઢ એવી મોહિની શક્તિને ગ્રહણ કરવા જેટલી સૂક્ષ્મ બુદ્ધિ પણ હોતી નથી.

તેવા માણસો આવી સ્વાર્થપરાયણ વૃત્તિનો ભોગ થઈ પડે છે. આમ બનતું હોવાથી સૂક્ષ્મ શક્તિના દુરુપયોગને 'મેલી વિદ્યા' તરીકે ઘણા ઓળખાવે છે.

સાચી મોહિનીવિદ્યાનો અંશ માત્ર પણ તે જાણતા ન હોવા છતા તે વિદ્યામાં તે પારંગત છે એવો દાવો કરનાર અને ખોટા પ્રયોગો કરનાર ઠગ લોકોને લીધે જ વશીકરણ વિદ્યાને જૂઠી માનવામાં આવે છે.

## વીજળીના ચમકારા સમી વશીકરણવિદ્યા

ભારતનાં તાંત્રિક ગ્રંથોમાં જેને મારણ, મોહન, વશીકરણ વગેરે વિદ્યા કહી છે અને તેની ક્રિયાઓના વિવિધ માર્ગો દર્શાવ્યા છે. તે સર્વ વિદ્યાઓ સાચી હોવાથી સાધ્ય કરી શકાય તેવી છે. આવી વિદ્યા સંપૂર્ણપણે સાધ્ય કર્યા સિવાય આ વિદ્યાનો એકાદ અંશ પ્રાપ્ત કરી તેને મોહિની-શક્તિ તરીકે ઓળખાવીને નિર્બળ માનવીઓના ટોળા ઉપર આવી શક્તિના પ્રભાવે અસર પાડીને ઘણા આગેવાન બની બેસે છે અને આવા માણસો બીજાના ઉપર અધિકાર ભોગવે છે પરંતુ મનોબળની આ મોહિની દ્વારા પ્રાપ્ત થતી મનની શક્તિ વીજળીના ચમકારા જેવી છે. તેની સાથે અવિચારીપણે અડપલાં કરનારાઓ હમેશાં ખત્તા ખાય છે અને થોડા સમયમાં જ લોકોની નજરમાંથી તેઓ ઊતરી પડે છે.

મનોબળમાં મોહિની પાથરતી આવી શક્તિને ભારતમાં પ્રાણવિનિમયનું નામ અપાયું છે. આવો પ્રાણનો વિનિમય સૂચનશક્તિ દ્વારા કરી શકાય છે અને તેની અસર સાહજિક મન ઉપર થાય છે જેઓનું બુદ્ધિબળ વિકસિત થયું હોય છે અને જેમનું સાહજિક મન પોતાની બુદ્ધિના અંકુશ નીચે આવી ગયું હોય છે, તેવાઓની પરિપક્વ બુદ્ધિને હિપ્નોટિસ્ટના સૂચનની કશી અસર થતી નથી.

### સાહજિક મન

જે કાંઈ અસર થાય છે, તે બુદ્ધિ જેવી ને તેવી

હોવા છતાં સાહજિક મન ઉપર જ થાય છે. સાહજિક મન જડ છે. તેનામાં સારાસારનો વિચાર કરવાનું સામર્થ્ય નથી વળી તે સંસ્કારગ્રાહી છે આથી જે કંઈ સૂચન હિપ્નોટિસ્ટ તરફથી કરવામાં આવે છે તેને વગરવિચાર્યે ઝટપટ આંખ મીચીને અમલ કરવા તે તત્પર થઈ જાય છે. આમ બની શકે છે તેથી જ હિપ્નોટિઝમના પ્રયોગો કરી શકાય છે. પરંતુ કરેલા કામનો જ્યારે પાછળથી બુદ્ધિપૂર્વક તે વિચાર કરે છે, ત્યારે પોતાની ભૂલ તેને સમજાય છે અને અમુકના કહેવાથી મેં ખોટું કર્યું તેમ તે કબૂલ કરે છે અને કહે છે કે આ કામ ખોટું છે એમ અમો જાણતા હતા; પરંતુ કોણ જાણે કેમ શાથી અમારે હાથે આ થઈ ગયું. આ બધું સાહજિક મન (Subconscious mind) થકી બને છે.

## સૂચનની બે પદ્ધતિઓ

હિપ્નોટિસ્ટ બે રીતે સૂચન આપે છે: એક તો પ્રત્યક્ષપણે શબ્દો દ્વારા ને બીજું પરોક્ષપણે સંકલ્પયુક્ત થયેલા વિચારોના બળ દ્વારા. પ્રતિભાશાળી વ્યકિતએ કે હિપ્નોટિસ્ટે કરેલું સૂચન એ આજ્ઞા બની જાય છે. ચાલુ દૈનિક વ્યવહારમાં પણ આવું નિત્ય બને છે. પ્રતિભાશાળી વ્યકિત દરરોજ બીજાને સૂચનો આપ્યા કરે છે અને બીજાઓ તેનો અમલ કરતા હોય છે. અમલ કરનારાઓની અંદર હિપ્નોટિસ્ટના જેવી કેળવાયેલી વિચારશકિતનું બળ ઓછું હોય છે. હિપ્નોટિસ્ટ આવી વિદ્યાનું રહસ્ય જાણે છે

અને તેણે સંકલ્પશક્તિ અને પોતાના ચિત્તની એકાગ્રતાને કેળવ્યાં હોય છે. અને તેથી જ સામા માણસ ઉપર એટલે વિધેય ઉપર તેની ધારેલી અસર થતી હોય છે. માનવ-જીવનની પ્રારંભિક અવસ્થામાં જ્યારે બુદ્ધિ–જ્ઞાનનો આટલો બધો વિકાસ થયો ન હતો ત્યારે માત્ર એકલું સાહજિક મન જ કાર્ય કરતું હતું. માત્ર માનવ અને પશુ વચ્ચે જીવન–મરણની લડાઈ ચાલતી હતી. પશુ જેવા શત્રુથી બચવા માટે માનવીમાં વિચારશક્તિનો ઉપયોગ થવા લાગ્યો અને ટોળામાં જીવવાની શરૂઆત થઈ. આ ટોળાઓના નાયકો સ્થપાયા. પશુઓમાં પણ આવી ટોળામાં જીવવાની પ્રવૃત્તિ ચાલુ રહી. પરંતુ માનવે તેમાં વધુ પ્રગતિ કરી; કારણ કે થોડીક બુદ્ધિમાન વ્યક્તિઓ તેમનો સરદાર બની ગઈ હતી. આમ માનવબુદ્ધિનો વિકાસ થતો ચાલ્યો. છતાં પણ આજે બુદ્ધિની વધુ અસ્મિતા ધરાવનારની અસર ઓછી પ્રતિભાવાળા માણસોના સાહજિક મન ઉપર પડે જ છે.

## સર્વ ક્ષેત્રે વશીકરણ

રાજકીય કે ધાર્મિક ક્ષેત્રમાં પણ નેતાગીરી પ્રવર્તે છે. અને તેથી જ લોકો આંખો મીચીને નેતાઓની પાછળ દોરવાય છે કે તેઓ કહે તેમ કરે છે; આમ હોવા છતાં જેમણે આધ્યાત્મિક વિકાસ સાધ્યો છે તેની સરખામણીમાં મોહિનીશક્તિની કિંમત બહુ અલ્પ છે. કારણ કે આવી આધ્યાત્મભાવવાળી વ્યક્તિ પોતે જ પોતાના મન પર અધિકાર ચલાવતી હોય છે. તેથી સાહજિક રીતે તેનામાં

બીજાના મન પર અધિકાર ચલાવવાનું સામર્થ્ય આવી જતું હોય છે. આમ હોવાથી ગુરુ-શિષ્ય પરંપરાની સ્થાપના આધ્યાત્મિક દુનિયામાં પણ થઈ છે. સૂચન (Suggestion)નો ઉપયોગ એકલા હિપ્નોટિસ્ટ જ પોતાના પ્રયોગમાં કરે છે તેવું નથી. સંસારના વ્યવહારના નાના મોટા દરેક પ્રસંગોમાં આપણે એકબીજાને સૂચન આપતા જ હોઈએ છીએ. આપણા વિચારોની ઘણાંના ઉપર અસર થતી હશે. તેવી જ રીતે બીજાના વિચારો પણ આપણને ખબર ન પડે તે રીતે આપણા મનોરાજ્યમાં ઘૂસી જતા હશે. વળી સાહજિક મન ગમે તેવા સંસ્કારને ગ્રહણ કરી લેતું હોય છે તેથી અન્ય દૃઢ વ્યક્તિત્વવાળા માણસોના વિચારને કે ઇશારાને આવું નબળું મન ધરાવતી વ્યક્તિ તરત જ ગ્રહણ કરી લે છે અને તેનો અમલ પણ કરવા લાગે છે.

જુદી જુદી વ્યક્તિઓમાં આ ગ્રહણશક્તિ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે; પરંતુ જે વ્યક્તિની અસ્મિતા સંપૂર્ણપણે જાગ્રત થઈ ગઈ હોય છે, તેવાઓ પર કોઈ હિપ્નોટિસ્ટની કે પ્રભાવશાળી વ્યક્તિની કાંઈ અસર પહોંચી શકતી નથી.

## સૂચનની પરંપરા

એક સૂચનની તુરત અસર ન થાય, તો એકનું એક સૂચન વારંવાર કરવામાં આવે તો તેનું બળ વધે છે. કેટલાક યુક્તિબાજ માણસો આવી કળામાં પાવરધા હોય છે અને વાત વાતમાં સામા માણસને ખબર પણ ન પડે તેવી રીતે તેના મનમાં પોતાના વિચારો ઉતરાવી દે છે. વકીલ, વેપારી અને વેચાણ કરનારાઓ તથા મુત્સદ્દીઓ

આ કળામાં ઘણા હોશિયાર હોય છે. પરંતુ જેઓ અનુભવી છે અને જેમણે પોતાના સ્વ-સ્વરૂપને જોઈ લીધું છે તેઓ પર આવાં અનેકગણાં સૂચનોની કંઈ અસર થતી નથી. અને તેથી જ આવા માણસો કદીયે વાદવિવાદમાં ઊતરતા હોતા નથી; કારણ કે તેઓ સદાયે સજાગ અને સચેત હોય છે સૂચન દ્વારા મોકલાતા વિચારપ્રવાહો તરંગનાં મોજાં ઉત્પન્ન કરે છે. હિપ્નોટિસ્ટ એક સૂચન કઈ રીતે મોકલે છે અને ગ્રહણ કરનાર વિષય આ સૂચનને કઇ રીતે ઝીલે છે; -આ બધાયનો આધાર આ સૂચન દ્વારા કયા પ્રકારના તરંગનાં મોજાં ઉત્પન્ન કરાવી શકાય છે તેના ઉપર છે.

## વિચારતરંગનાં મોજાંઓ

જેમને ગુપ્ત વિદ્યાનું સાચું જ્ઞાન થયું છે તેઓ વિચારતરંગને વ્યવસ્થિત રીતે પદ્ધતિસર મોકલે છે. અને તે મુજબ પોતાના બોલાતા શબ્દો ઉપર વાતાવરણ જોઇને તથા વિષયની શક્તિનું માપ કાઢીને વધતો ઓછો ભાર મૂકે છે.

એક હિપ્નોટિસ્ટ પોતામાં રહેલી પ્રાણશક્તિનું અપૂર્વ સંગઠન સાધીને પોતાના પ્રયોગો કરે છે અને એવું તો કુશળતાથી સંચાલન કરે છે કે વિષયની અંદર પોતાની પ્રાણશક્તિનાં કિરણો દાખલ કરી તેને સંપૂર્ણપણે અંકુશમાં લઈ લે છે.

## આત્માની અસ્મિતા

આ જ તેના મનોબળની મોહનીશક્તિ છે. આ મોહિનીશક્તિ રહસ્યમયી હોવા છતાં તેનાથી ઉચ્ચ ભૂમિકા

વાળી શકિત પણ અસ્તિત્વ ધરાવે છે, તે છે આત્માની અસ્મિતા. આવી અસ્મિતામાં પ્રવેશ કર્યા થકી માનવી તમામ જ્ઞાન અને સર્વ સામર્થ્યના મૂળની સાથે પોતાનો સંબંધ જોડી શકે છે. અસ્મિતાથી અંકિત બનેલા આવા અતિભાવંત વ્યકિતત્વવાળા આધ્યાત્મિક પુરુષ પાસે કોઈ હિપ્નોટિસ્ટનો કે કોઇ મોહિનીવિદ્યાનો કાંઈ ગજ વાગતો નથી; કારણ કે આવી વ્યકિત દેહથી પર બની આત્મ-સ્વરૂપમાં વિચારતી હોય છે. શરીરને તો એ માત્ર એક સાધન તરીકે જ વાપરતી હોય છે, તેઓનું જીવન અનાદિ અને અનંત હોય છે. સામાન્ય માણસો જે રીતે અગ્નિ, જળ વગેરેનો ભય રાખતા હોય છે તે તત્ત્વો આવા આત્મજ્ઞાની મનુષ્યના સત્યસ્વરૂપને ભય પમાડી શકતાં નથી. તેઓ જાણતા હોય છે કે, એક શરીરનો ક્ષય થતાં ક્રમાનુસાર બીજું ખોળિયું મળવાનું જ હોય છે. હુંપણાને ઓગાળી નાખીને ભયનો પરિત્યાગ કરીને આવી વ્યકિતઓએ એવું દિવ્ય કવચ પ્રાપ્ત કર્યું હોય છે કે, તેને માનવીની વશીકરણવિદ્યામાં ઓછો રસ હોય છે. તેઓ આત્માની આકર્ષણશકિતમાં લીન બની ગયા હોય છે અને સદાય આત્મતત્ત્વ સાથે ઐકયતા સાધી વિચરતા હોય છે.



## પ્રકરણ : ૨

# પ્રાણવિનિમયની વિદ્યા



વશીકરણવિદ્યા સાગર સમી છે. ભારતમાં આ વિદ્યાને પ્રાણવિદ્યા કહે છે. તેને આધારે સ્વ. મણિભાઈ નભુભાઈ દ્વિવેદીએ 'પ્રાણવિનિમય'નો ગ્રંથ રચ્યો હતો. આ વિદ્યા થકી ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણી શકાય છે. દરેક પ્રકારનાં દરદો અને વહેમોને દૂર કરી શકાય છે. ભૂતપ્રેતાદિના ભયો મિટાવી શકાય છે. માનવસ્વભાવ અને રહેણીકરણીમાં પરિવર્તન લાવી શકાય છે. જુદા જુદા ધર્મના સંસ્થાપકોએ આવી વશીકરણવિદ્યાને પવિત્ર સ્વરૂપ આપી સંપ્રદાયો સ્થાપ્યા છે. સ્વામીશ્રી સહજાનંદે પ્રત્યક્ષ સમાધિના પ્રયોગો શિષ્યો પર કર્યા હતા અને પોતાના સંપ્રદાયનો પ્રચાર કર્યો હતો. પોતાના સંપ્રદાયથી વિમુખ થનાર નર્કના અધિકારી બને છે, તેવો પ્રચાર દરેક ધાર્મિક સંપ્રદાયમાં થતો હોવાથી ભારત દેશમા આજે સેંકડો સંપ્રદાય હસ્તી ધરાવે છે. પ્રાણપ્રયોગની આ વિદ્યામાં મૂળ પાયાનો સિદ્ધાંત એ છે કે, 'જેવી રીતે આપણે આપણા શ્વાસનો રોધ કરી શકીએ છીએ તેવી જ રીતે

સામાના શ્વાસને એટલે કે પ્રાણનો પણ રોધ કરી શકાય છે અને આપણી કુદરતી પ્રાણશક્તિ તેનામાં દાખલ કરી શકાય છે અને તેના આત્માને-તેની ચેતનાને બ્રહ્મરંધ્ર સુધી પહોંચાડી શકાય છે.'

આવી પ્રાણપ્રયોગની ક્રિયા માનસયોગનો એક ભાગ જ છે. પંતજલિના યોગદર્શનમાં તથા યોગવાશિષ્ઠ વગેરેમાં વિસ્તૃતપણે આ અપાયું છે. જેમણે ત્રાટક સિદ્ધ કર્યું હોય છે તે પોતાની સ્થિર દૃષ્ટિ દ્વારા પ્રાણશક્તિ સામાની સાથે આંખ મીલાવીને ઉતારી શકે છે. સ્વામી સહજાનંદે અનેકોને આ રીતે સમાધિષ્ઠ કરી સત્સંગી બનાવ્યા હતા. ક્રૂર લૂંટારાઓ પણ તેમની આવી અપૂર્વશક્તિને શરણે થયા હતા. મનુષ્ય ચક્ષુમાંથી દૈવીચક્ષુ બનાવવાનું સાધન ત્રાટક છે. અને વશીકરણવિદ્યામાં આંખો જ મહત્ત્વનું કામ કરી રહે છે. સંકલ્પ માત્રથી શિષ્યને પોતાના તરફ ખેંચતા સંત પણ જાણ્યેઅજાણ્યે વશીકરણવિદ્યા વાપરતા હોય છે. આ વિદ્યાને યોગવિદ્યામાં જુદાં જુદાં નામો અપાય છે.

**સ્થિરદૃષ્ટિ :**

સામાન્ય માનવીની આંખ વારેઘડીએ ઉઘાડબંધ થયા કરતી હોય છે. આંખની સ્થિરતા પ્રાપ્ત કરવા માટે સર્વ પ્રથમ મનની સ્થિરતા સ્થાપવી જરૂરી છે. મનની ચંચળ વૃત્તિઓનો નાશ થતાં મનમાં સ્થિરતા સ્થપાય છે અને આમ થયા બાદ આંખમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો વર્તાય છે. આ ભૂમિકાએ પહોંચનારાઓને દુનિયાદારી પ્રત્યે વિરક્ત-

ભાવ જામે છે અને બધું જ બ્રહ્મમય ભાસે છે. આ તબક્કે પહોંચ્યા બાદ પદ્માસનમાં બેસી કોઈ પણ બિંદુ પર આંખને સ્થિર કરી ગુફા કે એકાંત ઓરડામાં અનિમિષપણે પોતાની અંદરના આત્માને આંખના મધ્યબિંદુમાં વસાવવાનો હોય છે. યોગી પુરુષ બિંદુને ત્રાટકનું સાધન બનાવે છે. મૂર્તિપૂજા શરૂ થતાં પોતાના શ્રદ્ધાના દેવને, લીંગને, ગુરુને મધ્યસ્થસ્થાને સ્થાપી તેનામાં દેવત્વનું આરોપણ કરી સાધક સાધના સાધે છે.

જેમને વશીકરણવિદ્યાયક વિધાયક બનવું છે તેમણે કામ–ક્રોધનો ત્યાગ કરવો, વીર્યસંરક્ષણ કરવું, વાણીસંયમ રાખવો અને સત્યવક્તા થવું.

**આંતરદૃષ્ટિ :**

જેમ જેમ ત્રાટક સાધનાર પ્રગતિ કરતો જશે તેમ તેમ હવે તે મધ્યબિંદુ પર દૃષ્ટિ ન રાખતાં પોતાની નાસિકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ રાખી બિંદુને બદલે સ્વરૂપમાં–આત્મસ્વરૂપમાં પોતાને સ્થિર કરતો જશે. અને હૃદયમાં તે રૂપને ઉતારી દેશે. આવા સમયે આપોઆપ તેની આંખો મીંચાવા લાગશે અને હવે પછી બાહ્ય સ્વરૂપનું ત્રાટક બંધ પડશે અને આંખો મીંચીને આંતર–દૃષ્ટિ ત્રાટક દ્વારા પોતાનામાં જ તે પોતાના બ્રહ્મમય સ્વરૂપને નિહાળતો થશે. પોતાના પ્રત્યેક શ્વાસોચ્છવાસ પર તેનો અંકુશ સ્થપાઈ ગયો હશે અને હવે તેને નાભિમાંથી શ્વાસમાં 'સોહંમ'નો નાદ સંભળાશે. પોતાની નાભિ કમળ–સ્વરૂપી જણાશે અને તેમાં આત્મશક્તિના

સ્ત્રોત્રની અખંડ સરવાણી વહેતી થશે. ભારતના સાધકો આ ક્રિયા હસ્તગત કરવા માટે જંગલ કે ગુફા જેવા પર્વત પ્રદેશોમાં જતા હતા અને વશીકરણવિદ્યામાં સિદ્ધિ પ્રાપ્ત કરતા હતા. આ વિદ્યાની અસર માત્ર મનુષ્ય પર જ થાય છે તેવું નથી. સિંહ, ચિત્તા, હાથી સર્પ, વીંછી વગેરે પ્રાણીઓને આ વિદ્યાથી વશ કરી ને સંત પુરૂષો પોતાનાં સ્થળમાં સ્થિરતાથી રાખતા હતા. જાનવર પર દૃષ્ટિ કરીને સંત પુરુષો (વિધાયકો) તેને પોતાના કબજામાં લેતા હતા. આવી સિદ્ધિનું કારણ એ છે કે, બાહ્ય ત્રાટક દૃષ્ટિ થકી સામા જીવનો આત્મભાર માપી લઈને સિદ્ધ પુરુષો પોતાની આંતરદૃષ્ટિની ત્રાટક વિદ્યા દ્વારા તેમનામાં એવા પ્રકારનો પ્રાણપ્રયોગ કરતા કે તે વશમાં આવી જતા અને વશવર્તી બનીને જ રહેતા.

## સૂક્ષ્મતમ વશીકરણવિદ્યા :

પૌરાણિક યુગના યોદ્ધાઓ લડાઈના સમયમાં લડતી વખતે બાણ ચડાવીને પોતાની સમગ્ર દૃષ્ટિ બાણ પર એકાગ્ર કરી ત્રાટક મંત્રનો ઉચ્ચાર કરતા અને બાણની અંદર પવન, પાણી કે પ્રકાશ (અગ્નિ)નું આવાહન કરી તેની તેમાં સ્થાપના કરતા અને પોતાની સમગ્ર પ્રાણ-શક્તિનું બળ બાણમાં રેડી તે ફેંકતા અને આવાં બાણો પવનાસ્ત્ર, અગ્ન્યાસ્ત્ર કે મેઘાસ્ત્ર બની ધાર્યું નિશાન લઈ પાછાં બાણ ફેંકનારની પાસે આવી જતાં. આ બાણ ફેંકનારની પાસે પાછા કઈ શક્તિ થકી આવતાં હતાં ? ઝીણવટથી તપાસતા જણાયું છે કે તેમાં પણ અતિ-સૂક્ષ્મતમ વશીકરણવિદ્યા કામ કરતી હતી.

## નિર્જીવ વસ્તુ પર વશીકરણ :

આમ માનવ, પશુપક્ષી જેવા સજીવ દેહો ઉપરાંત નિર્જીવ ગણાતી વસ્તુ ઉપર પણ વશીકરણવિદ્યાની અસર પહોંચાડી શકાય છે. એક વિધાયક જીવંત માનવી પર વશીકરણ પ્રયોગ કરી શકે છે તેમજ લાકડી, બાણ કે તેવા પદાર્થો કે જે તુલસીના લાકડાના બનેલા હોય કે તેના જેવા જ ચંચળ તત્ત્વવાળા અને ગુણવાળા હોય તેના પર માર્જન કરતાં તે અદ્‌ભુત કામ આપે છે. સંગીતમંડળીમાં મુખ્ય સંગીતકાર લાકડીને સૂરબદ્ધ તે તાલબદ્ધ રીતે જ્યારે હાથથી ઊંચીનીચી કરે છે ત્યારે પોતાનામાં રહેલું સંગીતવિદ્યાનું સમગ્ર જ્ઞાન તે લાકડીમાં રેડતો હોય છે અને બીજા વાદ્ય વગાડનારાઓ લાકડીના હલનચલન મુજબ જ સૂરોનો આરોહઅવરોહ લઈને સંગીત સર્જતા હોય છે. આ પ્રયોગમાં એક સંગીતકાર પોતાના હાથમાંની લાકડી સાથે પ્રાણવિનિયોગ કરી વાતાવરણમાં અદ્‌ભુત સંગીત વહાવવાની સંજ્ઞા પોતાના સાથીદારોને આપી રહેલ હોય છે.

જાદુઈ લાકડીના સ્પર્શે દર્દ મટી ગયાની કે પશુ વશ થવાની વાતો પાછળ પણ આવું જ રહસ્ય જુદા સ્વરૂપે કાર્ય કરતું હોય છે.

❋

# પ્રકરણ : ૩

# વિધેયનો વિશ્વદષ્ટિમાં પ્રવેશ

*

યોગની ક્રિયામાં દૃષ્ટિને સ્થિર કરવા માટે ત્રાટકની પદ્ધતિનો ઉપયોગ કરાય છે. જેમાં ૐ કે તેવું મધ્યબિંદુ રાખી સાધક તેના પર દૃષ્ટિ માંડીને પાંપણને પટપટાવ્યા વિના સ્વસ્થપણે બેસી રહે છે. આમ પાંચ મિનિટથી શરૂ કરી બેસવાનો સમય દિન-પ્રતિદિન વધારાય છે. અને એક કલાક સુધી અનિમિષપણે બેસીને આંખો શરૂ કરી બેસવાનો સમય દિન-પ્રતિદિન વધારાય છે. અને એક કલાક સુધી અનિમિષપણે બેસીને આંખો સ્થિર રાખવાની સિદ્ધિ મેળવનારે ત્રાટક સિદ્ધ કર્યું કહેવાય છે. અને આવા ત્રાટક-સિધ્ધ-પુરુષ ગમે તેને-સ્ત્રીને કે જનાવર સુદ્ધાંને-ત્રાટકની ક્રિયા વડે પોતાને વશ કરી લે છે.

**શાંત-એકાંત સ્થળ :**

વશીકરણમાં પણ આ જ પ્રકારની ક્રિયાનો જુદી રીતે ઉપયોગ થાય છે. એકાંત સ્થળે : જ્યાં અવાજ ન થતો હોય તેવા શાંત સ્થળે : જેના પર વશીકરણ કરવાનું હોય તે વિધેયને, પોતાની સામે ખુરશી પર હિપ્નોટિસ્ટે બેસાડવો. વિધેયના પગ જમીનને અડે તે રીતે બેસાડવો.

કદાચ ખુરશી કે આસન ઊંચાઈએ હોય તો અધ્ધર રહેલ પગની નીચે ઓશીકું કે તેવું મૂકી જમીન સાથે પગનું જોડાણ થાય તેમ કરવું. મતલબ કે પગ અદ્ધર ન રહેવા જોઈએ કે બે પગની આંટી ન હોવી જોઈએ.

આ રીતે વિષયને બેસાડયા બાદ હિપ્નોટિસ્ટ તેની સામે ખુરશી પર બેસશે.

## આંગળાંનો ઉપયોગ :

આ રીતે બેઠા પછી વિષયના બંને પગનાં આંગળાં પર હિપ્નોટિસ્ટ પોતાના પગનાં આંગળાં રાખે, વિષયના પગનાં આંગળાં પર ભાર ન લાગે તે રીતે સાધારણ દાબથી હિપ્નોટિસ્ટ પોતાના પગનાં આંગળાંઓ મૂકી તે દ્વારા પ્રાણુવિનિમયની ક્રિયાનો પ્રારંભ કરશે.

હવે પછીની ક્રિયા તરીકે હિપ્નોટિસ્ટ પોતાના ડાબા હાથથી વિષયના જમણા હાથનું સંલગ્ન સાધવા માટેની ક્રિયાનો આરંભ કરશે. વિષયના જમણા હાથ સાથે પોતાનો ડાબો હાથ એવી રીતે મેળવવો કે હિપ્નોટિસ્ટનાં અંગૂઠાની પકડમાં વિષયનો અંગૂઠો દબાય અને બન્નેના હાથનો એવો સંપુટ રચાય કે જેથી કરીને હિપ્નોટિસ્ટનાં આંગળાં પોતાનો દાબ વધારતાં રહે. હવે વિષયને હિપ્નોટિસ્ટે કહેવું કે: 'જે રીતે હું દબાવું છું તે રીતે જ તારે મારા હાથને દબાવવો.'

આ જ પ્રમાણે હિપ્નોટિસ્ટ પોતાના જમણા હાથથી

વિધેયના ડાબા હાથને પકડી ઉપર મુજબની ક્રિયા કરશે અને કરાવશે. હાથ દબાવવામાં બહુ બળ વાપરવાની જરૂર નથી. બે પ્રણયી સંવનનક્રિયામાં મુલાયમપણે જે રીતે આંખમીચોલી કરતાં કરતાં હાથ મીલાવીને એકબીજાની આંગળીઓને પસવારતાં હોય છે તેટલી નાજુકતાથી ઉપરની ક્રિયા દર્શાવેલ પદ્ધતિ મુજબ કરવી.

## આંખનો ઉપયોગ :

આ રીતે અરસપરસના હસ્તમિલન દ્વારા એકબીજાની પ્રાણશકિતનું પ્રમાણ જાણી લીધા બાદ બરાબર વિધેયના મુખ પર દીવાનો પ્રકાશ પડતો હોય તે રીતે માધ્યમને બેસાડવો અને તેની આંખ પર કે મુખના કોઈપણ ભાગ ઉપર હીપ્નોટિસ્ટે પોતાની દૃષ્ટિ ત્રાટક ક્રિયાની માફક સ્થિર રાખવી અને માધ્યમના પકડેલા બન્નેય હાથના આંગળાં ધીરે ધીરે દબાવ્યા કરવા. આ ક્રિયા દરમ્યાન હિપ્નોટિસ્ટ માધ્યમને કહેશે કે : 'તું મારા તરફ સ્થિર દૃષ્ટિ રાખ. તને સ્વર્ગ સમા સુખનો હું અનુભવ કરાવીશ. તને હું દૂર દૂર દેશના પ્રવાસે લઈ જઈશ. મારી સાથે દૃષ્ટિ મીલાવતા જો તને ઉંઘ આવે તો તારી આખ મીંચી દેજે ને જોર કરીને આંખ ઊઘાડવા પ્રયત્ન કરીશ નહિ.' આટલું કહ્યા પછી હિપ્નોટિસ્ટ ચાલુ પ્રયોગ દરમ્યાન સંકલ્પ કરતો રહેશે કે, વશીકરણની આ ક્રિયા દ્વારા માધ્યમના દેહમાં હું તંદ્રાને દાખલ કરી રહ્યો છું. હવે વિધેય જેવો તંદ્રામાં પડે છે કે તુરત જ ચપળતાથી હિપ્નોટિસ્ટ તેને સૂવાડી દેશે અને માધ્યમને મૂર્છા અવસ્થા-

માં પ્રવેશ કરાવવાના પ્રયોગ કરશે અને પોતાની સ્થિર દૃષ્ટિ માધ્યમની ભૃકુટિ પર સ્થિર કરીને–'તું બધું ભૂલી રહ્યો છે, મારા અવાજ સિવાય તને બીજું કાંઈ જ સંભળાતું નથી. તારામાં હવે વિશ્વદૃષ્ટિનો હું પ્રવેશ કરાવી રહ્યો છું. અને હવે પછી હું જે જે બોલીશ કે જે જે વ્યક્તિનું કે સ્થળનું વર્ણન કરીશ તે બધું મેં આપેલી વિશ્વદૃષ્ટિ થકી તું નિહાળીશ, અને હવે પછી હું કહું ત્યારે જ તું જાગીશ અને હું કહું ત્યારે તું તુરત જ નિદ્રામાં પડીશ.' આ પ્રકારના શબ્દોના ઉચ્ચાર અવારનવાર હિપ્નોટિસ્ટ કર્યા કરશે અને પોતાની વશીકરણવિદ્યાના અંકુશમાં માધ્યમને લઈ લેશે.

ઘણી વખત પ્રયોગની શરૂઆત થતાં હિપ્નોટિસ્ટની આંખની સાથે આંખ મેળવતાં વિષેયનું મસ્તક ભમવા લાગે છે. તેનું મન કંટાળી જાય છે અને હિપ્નોટિસ્ટ ઉપરની વિધેયની શ્રદ્ધા ડગી જાય છે અને આંખ ખસેડી લે છે અને વિભ્રમ ચિત્તવાળો બની જાય છે. આવા વિધેય પર હિપ્નોટિસ્ટ તાત્કાલિક અસર કરી શકતો નથી. આવાં સંજોગોમાં કુશળમાંથી માધ્યમને એકાગ્રતામાં લાવવો પડે છે. માધ્યમ વધુ અને વિશ્વાસ હિપ્નોટિસ્ટમાં મૂકે તે પ્રકારના શબ્દોચ્ચાર કરતા રહીને માધ્યમની ડાબી આંખની અંદરની કીકીને મધ્યબિન્દુ તરીકે કલ્પી લઈને હિપ્નોટિસ્ટ પોતાની બન્નેય આંખોની દૃષ્ટિને બરાબર માધ્યમની ડાબી આંખના મધ્યબિન્દુ સ્વરૂપ કીકી પર સ્થિર કરીને દૃષ્ટિવેધનની ક્રિયા આરંભશે: જેમ લોઢે લોઢું કપાય તેમ દૃષ્ટિ થકી દૃષ્ટિ

છે અને દષ્ટિ થકી જ એકબીજાને શરણમાં લેવાય છે. પ્રેમની સંવનન ક્રિયામાં દષ્ટિનો દોર એકબીજાનાં હૃદયમાં આરપાર ઉતારવાનો હોય છે. વશીકરણક્રિયામાં વિધેયને વશીભૂત કરવા માટે આંખ દ્વારા જ કામ લેવાનું હોય છે.

આ રીતે દષ્ટિનો દોર સાધી લઈને ઉપર દર્શાવ્યું તેમ માધ્યમને તંદ્રા સ્થિતિમાં લાવવાનો હોય છે.

## તંદ્રામાં પ્રવેશ

તંદ્રાવસ્થામાં માધ્યમની આંખ જેવા મીંચાય કે તુરત જ હિપ્નોટિસ્ટ માધ્યમના પકડેલા હાથનાં આંગળાં છોડી દેશે. પગના પંજા પરથી પોતાના પગના પંજાનો દાબ ઉઠાવી લેશે અને ઊભા થઈને આસ્તેથી પોતે બેઠેલ ખુરશી દૂર મૂકી દેશે અને જરા પણ અવાજ કે ખડખડાટ થવા દેશે નહિ. તંદ્રાવસ્થામાં પડેલા વિધેયને તે જ સ્થિતિમાં ખુરશી પર બેઠો રહેવા દઈને આગળની વશીકરણની ક્રિયા કરવી કે સુવરાવીને કરવી તે કયા કયા પ્રકારનું કામ વિધેય પાસેથી લેવું છે તેને આધારે હિપ્નોટિસ્ટ નક્કી કરે છે. હવે વિધેયથી એકાદ હાથ દૂર ઊભા રહીને પોતાનાં આંગળાં મારફત વશીકરણનાં કિરણો માધ્યમની અંદર દાખલ કરવાની ક્રિયા આરંભશે.

## વશીકરણની વીજળી:

પ્રયોગની શરૂઆતમાં આંખ મારફત કામ લીધું. સાથોસાથ પોતાના અવાજની પણ મદદ લીધી. હવે આંગળાંની ક્રિયાનો આરંભ કરાય છે માધ્યમના દેહના

જે જે ભાગમાથી વશીકરણની વિદ્યુત વહાવવાની હોય છે તે તે ભાગ ઉપર હાથ ફેરવ્યા બાદ બીજા રાઉન્ડમાં વશીકરણની વીજળી માધ્યમના શરીરમાં દાખલ કરે છે. આ ક્રિયા વખતે જેમ યજ્ઞકુંડમાં સ્વાહાના મંત્રોચ્ચાર સાથે તલ કે અન્ય સામગ્રી હોમવામાં આવે છે તેમ હિપ્નોટિસ્ટ જાણે કે પોતાની હથેળીનાં આંગળાંમાંથી કાંઈ પ્રવાહી શક્તિનો છંટકાવ કરી રહ્યો હોય તેમ આંગળાં મારફત વશીકરણની વિદ્યુતરેખાઓને ફેંકે છે અને તંદ્રામાં પડેલો માધ્યમ તે ઝીલે છે. આ ક્રિયાને માર્જન ક્રિયા-લબ્બવાસની ક્રિયા કહે છે. આ ક્રિયા કરતી વખતે હિપ્નોટિસ્ટની દૃષ્ટિ આંખ મીંચી સૂતેલા માધ્યમની ભ્રૂકુટી ઉપર જ હોય છે. આમ કરવાથી તંદ્રામાં પડેલા વિષયની આંખો વધુ ને વધુ ભારેખમ બનવા લાગશે અને સર્વ પ્રથમ તંદ્રામાં પડેલો માધ્યમ આસ્તે આસ્તે મૂર્છાવસ્થામા પ્રવેશશે અને આ ચિહ્ન પારખી લઈને તુરત જ પોતાની સમગ્ર શક્તિને હવે હાથમાં ઉતારી પોતાની ચાર અંગુલીઓ તથા એક અંગુઠા દ્વારા વશીકિરણોને વહેવડાવશે.

પોતાનો જમણો હાથ ઊંચો કરીને જાણે કે આ હાથમાં કોઈ વજનદાર વસ્તુ ગ્રહણ કરી રહેલ છે, તેમ હથેળીને આકાશ તરફ રાખી હથેળીનાં આંગળાંને માધ્યમના કપાળની ભ્રૂકુટી તરફ વાળશે અને આસ્તે આસ્તે માધ્યમ નજદીક હિપ્નોટિસ્ટ આવતો જશે. માધ્યમના કપાળની એકાદ ઇંચ છેટે પોતાની હથેળીનાં આંગળાં રાખીને પોતાનાં આંગળાં મારફત તે માધ્યમની ભ્રૂકુટીમાં વશીકરણ-નાં કિરણો હવાનાં મોજાં મારફત દાખલ કરશે.

આમ કપાળથી શરૂ કરીને મોઢાના નીચેના ભાગ તરફ આગળ વધી, હાથના પડખા તરફ ધીરે ધીરે ઉતારી, કેડ સાથળ, પીઠ અને છેવટે પગનાં આંગળાં સુધી નોટિસ્ટ પોતાની હથેળીને નમાવતો જશે.

## ગાઢ નિદ્રાપ્રવેશ :

ઘણા હિપ્નોટિસ્ટો પ્રથમ ક્રિયામાં વશીકરણ પ્રવાહ વહેતો મૂકતા નથી અને ઉપર દર્શાવ્યું. તેમાં ચાલુ પ્રયોગે મોટા સ્વરે હિપ્નોટિસ્ટ બોલી ઊઠશે કે: 'હું તને ગાઢ નિદ્રામાં હમણાં જ લઈ જાઉં છું.' આટલું કહી માધ્યમના હાથને હિપ્નોટિસ્ટ ઊંચોનીચો કરશે. માથા સુધી ઊંચો કરેલો હાથ જો માધ્યમ પોતાની મેળે પાછો સીધો ન કરે તો, તે માધ્યમ મૂર્છાવસ્થા વટાવી નિદ્રાવસ્થામાં પ્રવેશી રહ્યો છે તેમ હિપ્નોટિસ્ટ સમજી જાય છે. અને, 'તને ગાઢ નિદ્રા આવી રહી છે. તું સંપૂર્ણપણે ગાઢ નિદ્રામાં પડયો છે. તને તારા દેહનું પણ ભાન રહ્યું નથી.' માત્ર મારા અવાજ સિવાય તને કાંઈ જ સંભળાવે નહિ–' આવાં સૂચનો કરીને છેલ્લે છેલ્લે પ્રયોગ કેટલા પ્રમાણમાં સફળ રહ્યો છે તેની ખાતરી કરવા માટે સૂતેલા માધ્યમને હિપ્નોટિસ્ટ ચૂંટી ખણે છે. તેના દેહને આમતેમ ગબડાવે છે. પણ તે દેહ જડવત્ બની ગયો હોય છે. આમ છતાં હિપ્નોટિસ્ટનો અવાજ કે સૂચન તે અતિ ઝડપથી ઝીલી શકે તે રીતની તેના આંતરમનની શક્તિઓ જાગૃત બની ગઈ હોય છે અને આ જાગ્રત બનાવેલ આંતરમનની શક્તિ ઉપર હિપ્નોટિસ્ટનો કાબૂ હોય છે.

## આંતરમનની શક્તિ

એક હિપ્નોટિસ્ટે અભ્યાસપૂર્વક, પોતાના આંતરમનની શક્તિઓ પર સંપૂર્ણ અંકુશ સ્થાપીને, તે શક્તિનું વશીકરણવિદ્યામાં રૂપાંતર કર્યું હોય છે. તે શક્તિની મારફત જ એક માધ્યમની સુષુપ્તાવસ્થામાં પડેલી શક્તિને વશીકરણની ક્રિયા દ્વારા જાગૃત કરાય છે. આમ એક હિપ્નોટિસ્ટમાં અને એક માધ્યમમાં (બન્નેયમાં) વશીકરણવિદ્યાનો પ્રવાહ કાર્ય કરી રહ્યો હોય છે. હિપ્નોટિસ્ટમાં આ પ્રવાહ સંગઠિત સ્વરૂપમાં હોય છે. આ પ્રવાહ પર હિપ્નોટિસ્ટનો સંપૂર્ણપણે અંકુશ હોય છે. જ્યારે વશીભૂત બનેલા માધ્યમમાં જાગૃત બનેલો કે દાખલ કરેલો પ્રવાહ, કમ તાકાતવાળો બીજાને અનુસરવાવાળો અને દેહ જ્યારે તન્દ્રા કે નિદ્રામાં હોય ત્યારે જ કાર્યાન્વેષી બની શકે તેવો પરાધીન હોય છે. વશીકરણવિદ્યામાં પારંગતતા પ્રાપ્ત કરનાર આ શક્તિનો સ્વામી બની શકે છે.

આમ હિપ્નોટિસ્ટના સંપૂર્ણ અંકુશ નીચે આવેલ માધ્યમને સુવાડો, બેસાડો, ઊભો રાખો કે પગના અંગૂઠા પકડાવો–બધું તે હિપ્નોટિસ્ટની ઇચ્છા, આજ્ઞા કે– સૂચન મુજબ કરશે, જેમ હિપ્નોટિસ્ટ કરે કે કહે તે બધાની તે નકલ કરશે.

માધ્યમને પોતાની સામે રાખી હિપ્નોટિસ્ટ હસશે, ચાળા કરશે, દાંતિયા કરશે તો વિષય પણ તે પ્રમાણે કરવા લાગશે. આવી અનુવૃત્તિ માધ્યમમાં દાખલ કર્યા બાદ સારા

કે ખરાબ માર્ગે માધ્યમને દોરી જવો તે હિપ્નોટિસ્ટના હાથની વાત બનશે. યોગ માર્ગે આગળ વધતો માનવી જેમ સંસારી બાબતોને ત્યાગી રહ્યો છે અને માત્ર પોતાના ગુરૂ કહે તેમજ કરી રહ્યો હોય છે અને જે રીતે નિર્વિકલ્પ અવસ્થા તરફ પ્રગતિ કરી રહ્યો છે, ઠીક તે જ રીતે વશીભૂત બનેલો વિધેય જુદા સ્વરૂપની નિદ્રાની નિર્વિકલ્પ અવસ્થામાં પ્રવેશેલો હોય છે. પચાસ વર્ષની ઉંમરનો વિધેય પણ પાંચ વરસના નાના બાળકના જેવી ચેષ્ટા, હિપ્નોટિસ્ટના સૂચનથી કરવા લાગશે અને પોતાને નાનકડું બાળક માની બેસશે,

### વિશ્વદૃષ્ટિ :

આવું નિર્દોષપણું આવવું એ વિશ્વદૃષ્ટિમાં એકરૂપ બનવાપણું છે. અને આવી સ્થિતિ પ્રાપ્ત કરનાર ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળ સુધી પોતાની દૃષ્ટિને વ્યાસ કરી શકે છે. આ અવસ્થામાં આવેલા વિધેયને (જે રીતે માતાજીની નિત્ય સેવા કરનાર પૂજારી દરેક પ્રશ્નના ઉત્તર આપે છે તેમ ( જે જે પ્રશ્ન પુછાય છે તેના તે સહી ઉત્તર આપે છે. તમો જે કાંઈ કાગળમાં લખશો તે આંખ મીંચી બેઠેલ વિધેય વાંચી આપશે. ઘણી વખત આંખ સામે કાગળ ધરો છતા ઉત્તર ન મળે તો માનવું કે તેના ચર્મચક્ષુનું તેજ મસ્તકની પાછળના ભાગમાં કે પગના તળિયા તરફ વહ્યું છે. ખાતરી કરવા માટે ચકોર પ્રયોગકાર લખેલ કાગળ છાતી પર, પગને તળિયે કે મસ્તક પાછળ

ધરે છે અને જ્યાં વિધેયની દિવ્ય દષ્ટિ ફરતી હશે તો શરીરના અવયવ થકી લખેલા અક્ષરો ઉકેલાશે.

## પોલ બ્રન્ટનનો અનુભવ :

જાણીતા તત્ત્વચિંતક પોલ બ્રંટન આધ્યાત્મિક શકિતની ખોજમાં ભારત આવે છે ત્યારે તે રમણ મહર્ષિની આવા પ્રકારની અનેક ઉચ્ચત્તમ નિર્મળ શકિતઓથી પ્રભાવિત બને છે. તે મુંબઈમાં હોય છે તે દરમ્યાન મહમદ બે નામે વિચક્ષણ વિશ્વવિખ્યાત વ્યકિતની પણ મુલાકાત લ્યો છે. ત્યારે તેણે જે અનુભવ્યું તે ઉપરના પ્રયોગને સમર્થન કરનારું હોવાથી અત્રે રજૂ કરીએ છીએ.

## મહમદ બેની મુલાકાત :

ઇજીપ્તના વિશ્વવિખ્યાત મેજીશિયન મહમદ બે પાસે પોલ બ્રંટન જાય છે. તેને કાગળમાં કોઇ પણ મનગમતો પ્રશ્ન લખવાનું મહમદ બે કહે છે. તેઓ બન્ને બેઠા હતા તેની વચ્ચે ખૂબ જ અંતર હતું. કાગળમાં પ્રશ્ન લખાયા પછી એ કાગળની સમચોરસ ઘડીઓ વાળવાનું કહે છે. આ રીતે કરાવ્યા પછી કાગળ અને પેન્સિલ જમણા હાથમાં મજબૂત રીતે પકડી રાખવાનું પોલ બ્રંટનને કહેવામાં આવે છે. પોલ બ્રંટને આ ચિઠ્ઠીમાં ચાર વર્ષ પહેલાં હું કયાં રહેતો હતો, એમ પૂછ્યું હોય છે. મહમદ બે આંખો બંધ કરી, ઊંડા ધ્યાનમાં ડૂબી ગયા. થોડા સમય પછી જ્યારે એમણે આખો ખોલી ને પોલ બ્રંટન સામે જોઇ કહ્યું કે, 'તમોએ પ્રશ્ન પૂછેલો છે કે ચાર

વર્ષ પહેલાં હું ક્યાં રહેતો—આ બરાબર છે?' પોલ બ્રંટને અજાયબીથી કહ્યું: 'હા બરાબર છે.' ત્યાર બાદ મહમદ બેએ ઘડી વાળેલ કાગળ ખોલી નાખવા કહ્યું અને તે કાગળનું ફરી અવલોકન કરવા કહ્યું તો બ્રંટનની અજાયબી વચ્ચે જણાયું કે પોતાના હાથમાં પકડેલ કાગળની અંદર જ ચાર વર્ષ પહેલાં જે શહેરની અંદર તે રહેતો હતો તે શહેર અને સ્થળનું નામ કોઈ અદશ્ય હાથ થકી પ્રશ્નની નીચે લખાઈ ગયું હતું. હવે મહમદ બેએ પૂછ્યું: 'એ જવાબ શું સાચો છે?' પોલ બ્રંટને જવાબ ખરો હોવાનું કહ્યું.

આ રીતે પોતે બે વર્ષ પહેલાં કયા પત્રનું સંપાદન કરતા હતા તે તથા બીજા પ્રશ્નો મહમદ બેને પૂછયા જે તેણે દિવ્ય ચક્ષુથી ઉકેલ્યા અને સાથોસાથ કોઈ અદશ્ય હાથ તેના ઉત્તર લખી ગયું.

## અશરીરી શક્તિ:

ઘડી વાળેલ પત્રને પોલ બ્રંટને દાબીને પોતાના હાથમાં રાખ્યો હતો છતાં મહમદ બેએ તે કઈ રીતે વાંચ્યું અને કઈ અદશ્ય શકિત થકી કાગળની ઘડી ઉખેડયા વગર તેમાં જવાબ લખાઈ ગયો તેનો નિર્ણય લેતાં પોલ બ્રંટન એવા નિર્ણય પર આવ્યા કે: આ જાદુ નથી. અદશ્ય હાથે લખાયેલી આ ચિઠ્ઠી પોલ બ્રંટને વર્ષો સુધી સાચવી રાખી હતી. આ બધી અદશ્ય પ્રક્રિયાઓ કઈ શક્તિ દ્વારા થઈ રહી છે તેવું જ્યારે મહમદ બેને પૂછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે, 'મારા હાથ નીચે ૩૦ જીન્સ

કામ કરે છે. આ બધા પ્રેતાત્માઓનાં જુદાં જુદાં નામ આપ્યાં છે અને તે મારી આજ્ઞાનું પૂરેપૂરું પાલન કરે તેને માટે તેમને મેં તાલીમ આપી છે. પ્રત્યેકને મેં જુદાં જુદાં કામ સોંપ્યાં છે. આ પ્રેતોનો સંપર્ક સાધવા માટે હું સ્વસ્થ ચિત્તે બેસીને મારી સંકલ્પશક્તિ કેન્દ્રિત કરું છું અને જે પ્રેતની મને જરૂર હોય તેને હું બોલાવી શકું છું. તમારા પ્રશ્નોના કાગળ પર આ જીન્સે જ પેન્સિલથી લખાણ લખ્યું હતું. તેઓ અશરીર હોવાથી દેખી શકાતા નથી.'

આ બધી પ્રેતાત્મવિદ્યાને એક તરફ મૂકી આપણે વશીકરણની મૂળ વાત પર આવીએ. આમ અશરીરી આત્મા પાસેથી પણ કામ લઈ શકાય છે તેમ દર્શાવવાના ઉદ્દેશથી ઉપરનું દૃષ્ટાંત આપ્યું છે. જો શરીર વગરના પ્રેતાત્માઓ પાસેથી આવું કામ લઈ શકાતું હોય તો શરીરધારી જીવાત્મા પાસેથી અનેક ગણું ચમત્કારભર્યું કામ, યોગવિદ્યા દ્વારા કે વશીકરણવિદ્યા દ્વારા લઈ શકાય છે.

## ઊલટું માર્જન :

આવી વિશ્વદૃષ્ટિ પ્રાપ્ત કરેલો વિષય વધુ પડતા પરિશ્રમથી જ્યારે કંટાળી જાય છે ત્યારે તે સવાલના જવાબ આપતો બંધ થઈ જાય છે અથવા બકવાસ કરવા લાગે છે. આવા સમયે તેને વધુ પ્રશ્નો પૂછીને ગભરાટમાં ન નાખતાં હિપ્નોટિસ્ટે તેને જાગૃત કરવો. જાગૃત કરવા માટે જે રીતે નિદ્રામાં લાવવા માટે માર્જન કર્યું હતું. તેનાથી ઊલટું માર્જન કરવું, એટલે કે માથાથી માર્જનની

શરૂઆત ન કરતાં, શરીરના પાછળના ભાગ તરફની પગની પાનીએથી હાથ થકી માર્જન કરી પોતાનો હાથ હિપ્નોટિસ્ટે ધીરે ધીરે માથા સુધી લઇ જવો. પાંચેક મિનિટની આવી ક્રિયા થકી વિધેય આંખો ઉઘાડશે અને સંપૂર્ણ જાગૃત અવસ્થામાં આવવા પ્રયત્ન કરશે. પોતાની ખુરશી પરથી ઊઠવાની અશક્તિ જેવું માધ્યમને લાગે તો બારીબારણાં ખોલી નાખી પવન આવવા દેવો. મસ્તક પર ગુલાબજળ યા ઠંડું પાણી છાંટવું તેમજ ઉપર દર્શાવ્યા મુજબનું ઊલટું માર્જન, (સંકલ્પશક્તિ સાથે : કે વિધેયને હું સંપૂર્ણ જાગૃતિમાં લાવી દઇશ.) ચાલુ રાખવું.

**એ પ્રકારના માધ્યમો :**

જે માધ્યમ સત્યવક્તા, નિષ્કપટી, સંયમી અને બ્રહ્મચર્ય પાળનારા હોય છે, તેવા માધ્યમને વિશ્વદષ્ટિમાં પ્રવેશ કરાવવાનું હિપ્નોટિસ્ટ માટે સરળ બને છે. અને આવા વિશ્વદષ્ટિમાં દાખલ થયેલા માધ્યમને જે જે સૂચનો પ્રયોગકાર તરફથી કરવામાં આવે છે તેનું તે પ્રયોગ દરમ્યાન તથા પ્રયોગ પછીની જાગૃત અવસ્થામાં (જીવનના સામાન્ય વ્યવહારમાં) વફાદારીપૂર્વક પાલન કરે છે. તેની પાસે સત્ય બોલવાની પ્રતિજ્ઞા લેવરાવો, પ્રાર્થના કરવાની, સેવાકાર્ય કરવાની, વ્યસનો ત્યજવાની, કે જે જે સૂચનો વશીભૂત અવસ્થામાં આપો તેનો અમલ તે જાગૃત થયા બાદ પણ વફાદારીથી કરશે. જ્યારે બીજી તરફ જે માધ્યમનો વિશ્વદષ્ટિમાં પ્રવેશ કરાવી શકાતો નથી, જેને

ડીપ ટ્રાન્સમાં લઈ જઈ શકાતા નથી તેઓ માત્ર પ્રયોગ પૂરતા જ હિપ્નોટિસ્ટના સૂચનોનો અમલ કરે છે અને જાગૃત થયા બાદ દૈનિક વ્યવહારમાં દારૂ, સિગારેટ વગેરે પોતાને લાગુ પડેલાં-ઘર ઘાલી બેઠેલાં-વ્યસનોની નાગચૂડમાં પાછા સપડાઈ જાય છે. આવા દરદીની કોટીના માધ્યમ ઉપર પદ્ધતિસરની ડૉકટરી સારવારની માફક તબક્કાવારના વશીકરણ પ્રયોગો જો હિપ્નોટિસ્ટ મારફત કરાય તો સાજા કરી શકાય છે. તેનાં થોડાંક દષ્ટાંતો જોઈએ.

## ઘવાયેલા સૈનિકો પર વશીકરણ:

છેલ્લા વિશ્વયુદ્ધ દરમ્યાન તોપ તથા બૉંબના અવાજ થકી ઘણા સૈનિકોનાં મગજમાં શૂન્યતા વ્યાપી ગઈ હતી અને પોતાની સ્મરણશક્તિ ખોઈ બેઠા હતા અને ઘણાક તો અવાચક બની ગયા હતા. ફ્રાન્સના ડૉ. ઠબલ્યુ. બ્રાઉન પાસે વરસ દરમ્યાન આવા સો ઉપરાંતના કેસો લાવવામાં આવ્યા. પ્રત્યેક કેસની હાલત જુદી જુદી કાળજી માગે તેવી હતી. તેઓ મૂંગા બની ગયા છે તેની ઈશારત સરખી દરદીને ન પડે તે રીતે તેમના પર વશીકરણ પ્રયોગો કરવામાં આવ્યા અને સૂચનમાં અવારનવાર કહેવામાં આવ્યું કે: 'તે સંપૂર્ણ તંદુરસ્ત છે-તે પહેલાંના જેવો બોલતો ગાતો થઈ રહ્યો છે.' અને આ પ્રયોગને અપૂર્વ સફળતા મળી હતી. આવાં સૂચનો સાથે દરદીના માથા પર ડૉકટર હિપ્નોટિસ્ટ હાથ મુકતાં જ ઘણા સૈનિકો બોલતા થયા હતા. ઘણાઓને નિન્દ્રામાં નાખ્યા બાદ તેની

દબાયેલી લાગણીઓને વાચા આપવાની ક્રિયા કરવામાં આવી. તે લશ્કરીઓને લડાઈની સામે જે અણગમા હતા તે, અફસરો સામે જે ફરિયાદો હતી તે બધી મોહિની અવસ્થાની તંદ્રામાં પ્રશ્નો પૂછી પૂછીને હિપ્નોટિસ્ટે બહાર કઢાવી અને હપ્તે હપ્તે થોડા દિવસો સુધી તેમને ગાઢ નિદ્રા આવે તે સ્થિતિમાં મૂકયા હતા અને મોટાભાગના સાજા થયા હતા.

## ગુમ થયેલ યાદદાસ્તને પાછી લાવવી :

અગાઉના જીવનમાં શું શું હતું તેનું વિસ્મરણ થયેલા દરદીઓ પણ વશીકરણના પ્રયોગથી સાજા બન્યા છે. એક દરદીને બધું જ ગોળ ગોળ ફરતું ભાસતું હતું. તે જે વિમાનમાં હતો તે વિમાન દુશ્મનના હુલ્લાથી તૂટી પડયું હતું. બોમ્બ ધડાકાથી અચેત બનેલા તેના મગજમાં જે ગોળાકાર ઘૂમરીઓ ફરતી હતી તે વિમાનના તૂટી પડવાની અંતિમ પળોની ઘૂમરીઓ હતી. 'આવો ભય ચાલ્યો ગયો છે અને તેનું શરીર પ્રથમની માફક સાજું નરવું છે'-તેવાં અનેક સૂચનો વશીભૂત અવસ્થામાં અપાયા બાદ આ દરદીને સાજો કરી શકાયો હતો.

## શરીરની ધ્રુજારી બંધ કરવી :

એક તોપચીની સ્મરણશક્તિ ગુમ થવા ઉપરાંત તે હાથની ધ્રુજારી પણ અનુભવતો હતો. તેને મોહનિદ્રામાં નાખીને સૂચન અપાયાં કે, 'હવે લડાઈ બંધ થઈ છે. હવે તેણે તોપચી તરકેનું કોઈ કામ કરવાનું નથી અને તે તેના

વતનમાં તેના કુટુંબી સાથે છે. તેમજ આનંદપૂર્વક અગાઉની માફક રહે છે.

આવા સૂચનની ગજબની અસર થઈ અને તે અસ્તરાથી અગાઉની માફક સ્થિર હાથે પોતાની દાઢી પણ કરી શકયો.

**વશીકરણ દ્વારા માનસિક વ્યવસ્થા :**

ડૉ. બ્રાઉન પોતાના અનુભવથી કહે છે કે :

માનસિક વ્યવસ્થા જાળવવાના સરળ ઉપાયો વશીકરણ વિદ્યા દ્વારા જાણી શકાય છે. માનવી (દરદી) પોતાના મનના સામ્રાજ્યમાં જે પ્રકારની ચિત્રવિચિત્ર કલ્પનાઓ કે ભ્રમણાઓ ધરાવતો હોય છે, એકબીજા તરફ ભાવની કે અભાવની જે જે લાગણીઓ તેને હોય છે–તે બધી બાબતો દરદીને મોહનિદ્રામાં નાખીને હિપ્નોટિસ્ટ પ્રશ્નો પૂછીને અને સૂચનો દ્વારા જાણી લે છે અને તે બધી વિગતોના ઊંડાણમાં ઊતરીને સૂચનના પ્રકાર નક્કી કરી ઉપચારની પદ્ધતિ શોધી કાઢે છે અને આવા ઉપચાર અવશ્ય સફળ થાય છે. એક હિપ્નોટિસ્ટ માનસિક ચિકિત્સક પણ હોવો જોઈએ. માત્ર સાદી ઊંઘ કે ગાઢ નિદ્રા, અનેક પ્રકારના રોગ મટાડી શકે છે. તે બાબત વશીકરણના પ્રયોગોથી પણ પુરવાર થયેલ છે.

વશીકરણ વિદ્યામાં સાનુકૂળ સૂચનો દ્વારા દરદ કેમ મટાડી શકાય તે આપણે જોયું. હવે તેની બીજી બાજુ તપાસીએ.

## વિપરીત વશીકરણ :

પોતાનો ધંધો ધમધોકાર ચલાવવા માટે જાણ્યે-અજાણ્યે ઘણા ડોકટરો વિપરીત વશીકરણ જેવી ક્રિયા આચરતા હોય છે. 'તમો આ દવા નહિ લ્યો તો સાજા નહિ થાવ. વધુ ચાલશો તો હાર્ટફેઈલ થશે. જો તમે મને તાત્કાલિક ન બોલાવ્યો હોત તો તમને લકવો થઈ જાત. તમારે નીચે ઊતરવું નહિ. આ ખાવું નહિ. દરવાજા બંધ રાખવા.'

આવાં આવાં નકારાત્મક સૂચનો થકી દરદી સમક્ષ મૃત્યુનો એક ભય ખડો કરવામાં આવે છે અને માનવીને જિવાડનાર માત્ર ડૉકટર જ છે અને કુદરતી ક્રમ જેવું કાંઈ નથી તેમ દરદીને ઠસાવીને તેની માનસિક વિચારણાને અને જ્ઞાનતંતુઓને નબળા પાડી નાખવામાં આવે અને ઉપચારને નામે શરીરની પાયમાલી કરી નાખતી આકરી દવાઓનાં અખતરા કરાય છે.

## નકારાત્મક સૂચનોની ખરાબ અસર :

અલબત્ત અસાધ્ય દરદને સારું કરવા માટે કે અસુક-તબક્કામાં પ્રવેશેલા દરદ માટે આ બધી કાળજી અને ઉપચાર અનાવશ્યક છે તેમ કહેવાનો ઉદ્દેશ નથી. પરંતુ ઉપચાર કરવાની સાથોસાથ જો ઉપર સૂચવ્યાં તેવાં નકારાત્મક સૂચનો દરદીના માનસમાં રેડાય છે તો દરદીની માનસિક શકિતઓ હણાય છે. તે દર્શાવવાના ઉદ્દેશથી આ નોંધ્યું છે. આ ગ્રંથકર્તાએ ડૉકટરોને હાથે રીબાતાં આવાં

અનેક દરદીઓને જોયાં છે. સાથેસાથ ડૉ. બ્રાઉનના જેવા બીજા ઘણા એવા ભારતી ડૉકટરો પણ જોયા છે કે દવા ઉપરાંત તેના તરફથી અપાતાં પ્રોત્સાહનનાં સૂચનો થકી, દરદીનાં અર્ધાં દરદ મટી ગયાં છે. એક કુશળ ડૉકટર, દરદીને તપાસવાની રીત દ્વારા, પ્રશ્નોને પૂછવાની પદ્ધતિ દ્વારા અને પ્રોત્સાહક સૂચનો દ્વારા દરદીના મનમાં ઘર કરી બેઠેલાં આકરી ન હોય તેવી દવા આપે છે અને દરદો સાજાં કરે છે. આવા ધંધાને દીપાવતા ઘણા ડૉકટરો ગ્રંથકર્તાના મિત્રો પણ છે.

### વશીકરણમાં દુપટ્ટા પ્રયોગ :

જે રીતે ડૉકટરી વ્યવસાયમાં તપાસવાની અલગ અલગ પદ્ધતિ હોય છે, તેમ એક હિપ્નોટિસ્ટ પણ પોતાના માધ્યમની હાલત સ્થળ–સાધન વગેરેનો વિચાર કરીને દરદીને પોતાની સમક્ષ ખુરશી પર બેસારવો કે નીચે ગાદી પર બેસાડવો કે સુવરાવવો તે નકકી કરે છે. અને જે સ્થિતિમાં માધ્યમનું શરીર હોય તે મુજબ માર્જનક્રિયામાં ફેરફાર કરે છે. દરેક પ્રયોગકારનું પ્રથમ લક્ષ, વિષયની આંખ મીંચાવવાનું હોય છે. ત્યારબાદ વિષયને તંદ્રામાં મૂકે છે, પછી નિદ્રામાં મૂકે છે અને ત્યારબાદ અનુવૃત્તિમાં લાવી છેલ્લે વિશ્વદૃષ્ટિમાં પ્રવેશ કરાવે છે. ઘણાં પ્રયોગકાર વિષય પર સાધી દૃષ્ટિ મેળવીને પ્રયોગ શરૂ કરે છે. ઘણા દુપટ્ટો કે લાંબો રૂમાલ ઉપયોગમાં લે છે. માધ્યમના મુખમાં કે હાથમાં એક છેડો આપી બીજો છેડો પ્રયોગકાર પોતે રાખે છે. તે ઊંચોનીચો કરાવી છેવટે એવી રીતે

રખાવે છે કે જેથી પ્રયોગકારની દષ્ટિમાંથી ફેંકાતાં વશીકરણ કિરણો, માધ્યમની આંખમાં જાણે દુપટારૂપી પાટા મારફત મોકલાય છે.

ત્રાટકસિદ્ધિ, બિંદુછેદન, દષ્ટિવેધન કે ગમે તે નામ આપો. વશીકરણ પ્રયોગની શરૂઆતનું પ્રથમ સાધન આંખ છે.

એક વખત માધ્યમને વશીભૂત કર્યા બાદ કુશળ પ્રયોગકાર ફરી વખત તેના પર માર્જનક્રિયા કરતો નથી. કારણ કે વશીભૂત કર્યા બાદ સામાન્ય સ્થિતિમાં દરદીને લાવવામાં ડબલ માર્જન ઘણી વખત બાધક નીવડે છે. નિર્વિકલ્પ સમાધિ અવસ્થામાં પ્રવેશવું અને તેમાંથી સરળતાપૂર્વક પાછું આવવું. આ બન્નેય બાબતોમાં જેમણે સિધ્ધિ પ્રાપ્ત કરી હોય તે જ આવી ક્રિયા કરી શકે છે.

## પ્રકરણ : ૪

# વિધેયના પ્રકાર અને વશીકરણ પ્રયોગો



જ્યારે માનસિક રીતે હિપ્નોટિસ્ટનાં કરતાં વધુ મનોબળ ધરાવતા તાકાતવાળા માધ્યમ ઉપર વશીકરણ કરવાનું હોય છે ત્યારે પ્રયોગકારને મુશ્કેલી ઊભી થાય છે. આવા સંજોગોમાં આઠ દશ દિવસ સુધી નક્કી એક જ ટાઈમે પ્રયોગો ચાલુ રાખવા પડે છે અને પ્રયોગ કરનારે પોતાની દૃષ્ટિને વધુ અને વધુ વેધક બનાવીને માધ્યમની માનસિક તાકાતને ત્રાટક વડે કે દૃષ્ટિભેદનથી તોડી નાખવાની હોય છે. ત્યાર બાદ સંકલ્પશક્તિને દૃઢ બનાવી તમો માધ્યમને વશ કરી શકશો. તેવા દૃઢ મનોબળ સહિત આગળ દર્શાવી તેવી માર્જનક્રિયા આરંભવી અને તેના પગ તથા હાથનાં આંગળાં અને અંગૂઠા મારફત તમારા પ્રાણની વિનિમયશક્તિ માધ્યમમા દૃષ્ટિ દ્વારા, સ્પર્શ દ્વારા અને માર્જન તથા અવાજ દ્વારા રેડવી.

### વધુ વિધેયો પર વશીકરણ :

એકી સાથે એક કરતાં વધુ (આઠ દશ) માધ્યમો

વશીકરણ પ્રયોગમાં જો બેઠા હોય તો કયા કયા માધ્યમને સરળતાથી વશીભૂત કરી શકાશે તે કાબેલ પ્રયોગકાર તુરત જ પ્રયોગ દરમ્યાન નક્કી કરી લે છે. માર્જનક્રિયા પૂરી થતાં સમૂહમાં બેઠેલા માધ્યમો પર પ્રયોગકાર પોતાનાં આંગળાં મારફત તેમજ અવારનવાર સાનુકૂળ શબ્દોચ્ચાર કરીને વશીકિરણો ફેંકે છે. તેની અસર માધ્યમ પર કઈ રીતે થાય છે તે ચકોર હિપ્નોટિસ્ટ જોયા કરતો હોય છે. જો વિષેયના હાથ પર ખાલી ચડે કે વિષેયના શરીરના કોઇ પણ ભાગ પર અણુઝણાટી થતી દેખાય કે તુરત જ તેવા વિષેય તરફ પ્રયોગકાર તુરત જ જશે, અને માધ્યમની દૃષ્ટિ સાથે દૃષ્ટિ સાધશે, અને તેના કપાળથી થોડે દૂર પોતાનો હાથ રાખીને, હાથનો આકાર ખુલ્લા કમળ જેવો રાખીને, આંખ અને આંગળાં દ્વારા માધ્યમ પર અસર કરવા માંડશે. આ ચાલુ ક્રિયા દરમ્યાન માધ્યમનું માથું ભારેખમ બનતું રહેશે આ પ્રયોગકારનો હાથ જેમ ઊંચોનીચો થતો જાય તેમ માધ્યમનું માથું પણ ચુંબકીય આકર્ષણથી આગળપાછળ થતું રહેશે. આમ થતાં માધ્યમ ઉપર કબજો મેળવવાનું પ્રયોગકારનું કાર્ય સરળ બનશે....અને હવે ઊંઘી જવાનું સૂચન અવારનવાર કરીને વિષેયને ઊંઘાડી દઈને તેનો આંતરમનમાં પ્રવેશ કરાવશે. આમ માધ્યમ કયા કયા પ્રકારની શરૂઆતમાં પ્રયોગની અસર થાય છે તે નક્કી કરીને પછી જ કુશળ હિપ્નોટિસ્ટ પોતાના પ્રયોગ માટે કયો વિષેય સારું કામ આપશે કે કયો વિષેય વશીકરણના પ્રયોગ માટે અયોગ્ય છે, તે નક્કી કરી લ્યે છે.

## દર્દીઓના રોગ કાઢવા માટે વશીકરણનો પ્રયોગ :

જે હિપ્નોટિસ્ટ ધાર્મિક વૃત્તિવાળો હોય છે અને પોતાની વિદ્યાનો દુરુપયોગ કરતો હોતો નથી. તે દરદીઓનાં અસાધારણ દરદો પણ મટાડી શકે છે. વશીકરણના સામાન્ય પ્રયોગમાં માધ્યમ પર આંગળાં દ્વારા વશીકરણો ફેંકવામાં આવે છે કે તુરત જ આંગળાંઓની મૂઠી વાળી લેવામાં આવે છે; કારણ કે આ પ્રયોગ દ્વારા માધ્યમને પોતાની મૂઠીમાં લેવાનો હિપ્નોટિસ્ટનો ઇરાદો હોય છે. પરંતુ દરદી ઉપર પ્રયોગ કરતી વખતે આમ મૂઠી વાળવાની હોતી નથી. દર્દનાશક પ્રયોગોની વિધિ આપણે વિગતે તપાસીએ.

## વશીકરણ દ્વારા તંદુરસ્તીના રજકણો :

દરદીમાં જો ખુરશીમાં બેસવાની તાકાત ન હોય તો તેને પથારીમાં સુવાડી રાખવો. 'આસપાસની આબોહવાનાં તંદુરસ્ત રજકણો દરદીના શરીરમાં હું દાખલ કરીશ અને રોગીષ્ટ રજકણો તેના શરીરમાંથી હું બહાર હાંકી કાઢીશ.' તેવો દઢ મનોસંકલ્પ કરીને હિપ્નોટિસ્ટે પ્રયોગ આરંભવો. દરદીના બિછાનાની બાજુમાં બેસીને કે ઊભા રહીને તેનાં બે નેણના વચ્ચેના ભાગ ઉપર પ્રયોગકારે દષ્ટિ લગાડવી અને 'દરદીની આંખો હું મીચાવી દઈશ અને તેને નિદ્રાવસ્થામાં લાવી દઈશ—' એવા દઢ સંકલ્પ સાથે દરદીના દેહ પર માથાથી શરૂ કરીને પગના તળિયા

સુધી માર્જનક્રિયા શરૂ કરવી. જ્યારે દરદીના પગના તળિયા પાસે તમારો હાથ આવે ત્યારે હાથને દૂર રાખી જાણે કે તેનો રોગ ખંખેરતાં હો–તે રીતે ઝાટકો આપીને હાથને ખંખેરી નાખવો. આ ક્રિયાને ઝાટકાપાસ કહે છે. આ રીતે લગભગ ત્રીસેક મિનિટ સુધી માર્જનક્રિયા ચાલુ રાખવી અને ઝાટકાપાસ દ્વારા વશીકરણ પ્રયોગ થકી દરદીના દેહમાંથી રોગીષ્ટ તત્ત્વોને ખંખેરી નાખવા. ગાઢ નિદ્રામાં પડેલા આ દરદીના ખાટલાને તુરત જ બીજા વધુ હવાઉજાસવાળા ખુલ્લા ઓરડામાં લઈ જવો. જેથી કરીને દેહની બહાર કાઢેલા રોગીષ્ટ તત્ત્વો પાછા રોગીના શરીરમાં દાખલ થઇ શકે નહીં. સાથોસાથ દરદી જ્યાં પ્રથમ સૂતો હોય તે ઓરડાની સફાઈ કરાવી નાખી ધૂપ-દીપ કરાવવાં; હવાવાળા બીજા ઓરડામાં સૂતેલા દરદીને વશીકરણની અસર નીચે કેટલો સમય સૂતેલો રાખવો તે દરદનું પ્રમાણ, દરદીની શારીરિક સ્થિતિ વગેરે જોઇને પ્રયોગકારે નક્કી કરવું. ત્યાર બાદ જ્યારે દરદીને જગાડવાનો હોય ત્યારે–આ દરદીને મેં તંદુરસ્તી બક્ષી છે અને તે રોગરહિત સ્થિતિમાં જાગશે–તેવો દૃઢ મનોસંકલ્પ કરીને હિપ્નોટિસ્ટે દરદીના દેહ પર ઊલટું માર્જન કરવું એટલે કે માર્જનની શરૂઆત દરદીના પગના તળિયેથી કરવી અને માથાના ભાગ સુધી હાથ ફેરવવો. આ ક્રિયા દ્વારા વશીકરણનો ઉતાર દરદીના શરીરમાંથી થઈ રહ્યો હોય છે અને ધીરે ધીરે દરદી જાગી રહ્યો હોય છે.

## મોરપીંછ દ્વારા તથા તુલસીની ઝૂડી દ્વારા માર્જન :

આ રીતના પ્રયોગો દર્શાવ્યાં ૫દર દિવસ સુધી નક્કી કરેલા એક જ સમયે દરદી પર કરવાના હોય છે. જો દરદી સ્ત્રી અથવા બાળક હોય તો આંગળાંથી માર્જન ન કરતાં પંદર વીસ મોરનાં પીછાંની બાંધેલી ઝૂડી કે તુલસીની ડાખળીઓની બનાવેલી ઝૂડી કે પીંછી દ્વારા માર્જનપ્રયોગ કરાય છે. (જૈન મહારાજો પણ આ પ્રકારનું રૂછડાંવાળું દંડાસન પોતાની પાસે રાખતા હોય છે. બેસવાની જમીન સાફ કરવામાં તથા ભક્તના વહેમ અને દરદ દૂર કરવા માટે ભકતના વાંસામાં તે પસરાવતા હોય છે.) આ મોરપીંછની ઝૂડી કે તુલસીની પીંછીને ઉપયોગમાં લેતાં પહેલાં તેને નાનકડી સાવરણીની જેમ બાંધીને હિપ્નોટિસ્ટ પોતાની સમક્ષ એક માધ્યમ તરીકે મૂકશે. એને જે રીતે માનવ માધ્યમ ઉપર દષ્ટિનું ત્રાટક પ્રયોગ શરૂઆતમા કરાય છે. તે રીતે આ સાવરણીમાં દષ્ટિ ત્રાટકના પ્રયોગો હિપ્નોટિસ્ટ શરૂ કરશે. 'હું' આ મોરપીંછમાં કે તુલસીનાં પાનમા દરદીઓના રોગો કાઢવાની શકિત મારી દષ્ટિ દ્વારા દાખલ કરી રહ્યો છું એમ પ્રયોગ દરમ્યાન મનોમન બોલીને આખ અને આંગળાં થકી આ સાવરણીમા પોતાની પ્રાણુશકિત હિપ્નોટિસ્ટ રેડશે. આ રીતે વશીકિરણો શક્તિશાળી બનેલ સાવરણીને રેશમી કપડામા વીંટાળીને અલગ રાખશે અને જ્યારે દરદી સ્ત્રી કે દરદી બાળક ઉપર માર્જનક્રિયા શરૂ કરવાની હશે ત્યારે સર્વ પ્રથમ દરદીના કપાળ પર

દૃષ્ટિપાસ લગાવી પાંચેક મિનિટ બાદ જોરથી ફૂંક મારશે. આ ક્રિયાને દમપાસ કહે છે. દૃષ્ટિપાસ અને દમપાસની ક્રિયા કરી લીધા બાદ દરદીના દેહ પર આંગળાંથી માર્જન ન કરતા, રેશમી વસ્ત્રમાં સાથે લાવેલ સાવરણી થકી મસ્તકથી પગના તળિયા સુધી માર્જનક્રિયા શરૂ થશે. પગના તળિયા પાસે જ્યારે આ સાવરણી આવે ત્યારે દરેક વખતે તેને ખંખેરી નાખવી અને પછી બીજા માર્જનમાં ઉપયોગમાં લેવી. આ રીતે સાવરણી મારફત માર્જનક્રિયા ચાલુ રાખવી અને દરદી જેવો આંખ મીંચતો જણાય કે તુરત જ હિપ્નોટિસ્ટે સાવરણીનું માર્જન બંધ કરી દરદીના મુખ પાસે આવવું અને 'તને સુખભરી ગાઢ નિદ્રા આવી રહી છે, તું ખૂબ જ સુખશાંતિમાં સૂઈ રહીશ. તારું બધુંય દર્દ હવે નીકળી ગયું છે. તને હવે કોઈ દર્દ પજવી શકશે નહીં માટે સુખનિદ્રામાં પોઢી જા.' આ પ્રકારનાં સૂચનો અવારનવાર હિપ્નોટિસ્ટે કરવાં અને દરદી તેની અસર નીચે ઊંઘવા લાગશે. ત્યારબાદ અગાઉ દર્શાવ્યા મુજબ દર્દીને બીજા ખુલ્લી હવાવાળા ઓરડામાં લાવવામાં આવશે. પ્રથમ દરદીનો ઓરડો સ્વચ્છ કરાશે અને જરૂરિયાત મુજબ દરદીને ઊંઘમાં સૂવા દેવો. જ્યારે દરદીને જગાડવો હશે ત્યારે મોરપીંછની સાવરણી કે તુલસીની ઝૂડી દ્વારા પગના તળિયાથી શરૂ કરીને મસ્તક સુધીનું ઊલટું માર્જન–અગાઉ દર્શાવ્યા મુજબ કરવામાં આવશે અને આસ્તે આસ્તે વશીકરણની અસરમાથી મુક્ત બનેલો દરદી જાગવા માંડશે બાળકને હિપ્નોટિસ્ટનો ભય ન લાગે તથા દરદી સ્ત્રીના દેહને પ્રયોગકારે અડવુ ન પડે તે ખાતર મોરપીંછનું કે તુલસીનુ માધ્યમ માર્જન માટે

છોડ એટલે કે તેનું લાકડું અને અત્યંત ચુંબકીય તત્ત્વ ધરાવનાર હોય છે. કોઈ પણ ધર્મગુરુ પોતાના શિષ્યને મંત્રના જાપ કરવાનું કહે છે ત્યારે પ્રત્યેક જાપ સાથે તુલસીની માળાનો મણકો ફેરવવાનું પણ કહે છે કોઈ પણ ગુરુ જ્યારે શિષ્યને કંઠી બાંધે છે ત્યારે સર્વ પ્રથમ કંઠીને પોતાના હાથમાં લે છે અને કંઠીના પ્રત્યેક પારા ઉપર પોતાની આંખની વેધક દૃષ્ટિ રાખી તે પારા પર એક પછી એક આંગળાં ફેરવતા રહી કંઠીને પોતાના યોગબળથી મંત્રેલી બનાવે છે અને ત્યારબાદ તે શિષ્યના ગળામાં આરોપે છે. તે જ રીતે એક કુશળ હિપ્નોટિસ્ટ મોરપીંછની સાવરણીને કે તુલસીની ઝૂડીને વશીકરણવિદ્યા દ્વારા પોતાની પ્રાણ વિનિમયની શક્તિ થકી વશી-યંત્ર જેવી બનાવે છે. એક વખત ઉપયોગમાં લીધેલ મોરપીંછની સાવરણી કે તુલસીની ઝૂડીને તુરત જ પાણીમાં બોળીને ખંખેરી નાખી સૂકી કરવાની હોય છે અને ત્યારબાદ વસ્ત્રમાં વીંટાળી રાખી મૂકવી. બીજે દિવસે જ્યારે દર્દી પર બીજો પ્રયોગ કરવાનો હોય તે પહેલાં આ સાવરણી કે ઝૂડી પર, ઉપર દર્શાવ્યા મુજબ માર્જનવિધિ કરવાની રહે છે. માર્જન કર્યા સિવાય તે કોઈ પણ પ્રયોગમાં ઉપયોગમાં લેવાની નથી.

## કુંભપાસ પ્રયોગ :

દરદ દૂર કરવાના અન્ય પ્રયોગોમાં પાણીનો કુંભપાસ પ્રયોગ પણ કરાય છે. જેમાં તાંબાના લોટામાં જળ ભરવામાં આવે છે અને લોટામાંના પાણી ઉપર

ઉપર હિપ્નોટિસ્ટ દૃષ્ટિનું ત્રાટક કરીને મનમાં એવો દૃઢ સંકલ્પ કરે છે કે: **'આ પાણીની અંદર દરદીનું દરદ કાઢવાની શક્તિ મારી માર્જનક્રિયા વડે હું દાખલ કરું છું.'**

આટલો મનોસંકલ્પ કરીને લોટાની ઉપર પોતાની આંગળીઓ ગોળગોળ ફેરવશે અને તે રીતે વર્ણાકિરણોને પાણીમાં દાખલ કરશે. આવું વશીમંત્રથી સિદ્ધ કરેલું પાણી દરદીને પીવરાવવામાં આવે છે અથવા તો દરદીના નાહવાના પાણીમાં આ સિદ્ધહસ્ત હિપ્નોટિસ્ટો પોતાની મહત્તા સ્થાપિત કરવા માટે પોતાની સંકલ્પશક્તિના બળ થકી પાણીનો સ્વાદ પણ ફેરવી શકે છે. આ સ્વાદની ખાતરી કરાવવા માગનાર પ્રયોગકારે શરૂઆતમાં લોટામાં ભરેલા પાણીમાંથી થોડો ભાગ બીજા વાસણમાં રાખવો અને ત્યારબાદ સિદ્ધ કરેલું પાણી પણ થોડું બીજા પ્યાલામાં કાઢવું અને પ્રયોગ નિરખનારને બન્ને પાણી ચખાડવું જેથી બન્ને પાણી વચ્ચે સ્વાદનો ફરક કળાઈ આવશે.

## જાનવર પર વશીકરણ પ્રયોગ :

જે રીતે માનવી ઉપર વશીકરણના પ્રયોગો થઈ શકે છે, તે જ રીતે પશુ-પ્રાણી કે જાનવર ઉપર વશીકરણના પ્રયોગો કરી શકાય છે. જે જાનવરને તમો તાબે કરવા માગતા હો એ જાનવરથી દૂર ઊભા રહીને આ 'જાનવરને

તમો વશીભૂત કરી શકશો' તેવો દૃઢ સંકલ્પ હિપ્નોટિસ્ટે પોતાના મનમાં કરીને જાનવરોના કપાળ ઉપર સ્થિર દૃષ્ટિ માંડવી અને ત્રાટક કરવું. આ દૃષ્ટિપાતની અસર નીચે જેમ જેમ જાનવર આવતું જાય તેમ તેમ તેની નજદીક જવું અને માથાથી શરૂ કરી પૂંછડાના અંતભાગ સુધી માર્જનક્રિયા શરૂ કરવી. દસથી પંદર દિવસ સુધી સતતપણે એક જ સમયે આ પ્રકારનો પ્રયોગ કરનારના વશમાં અખૂટ બળ ધરાવનાર હિંસક પ્રાણીઓ આવી જાય છે. આવો અનુભવ જાણીતા ચિંતક અને લેખક પોલ બ્રંટનને રમણ મહર્ષિના આશ્રમમાં થયો હતો. જેમાં રમણ મહર્ષિના એક શિષ્ય યોગી રામૈયા એક ઝેરી સર્પને પોતાની યોગવિદ્યા થકી કઇ રીતે અંકુશમા લે છે તે દર્શાવ્યું છે.

રમણ આશ્રમની પોતાની ઝૂંપડીમાં દાખલ થતાં પોલ બ્રંટને જોયું કે એક મોટો સાપ ફણા માંડીને પોતાની તરફ દૃષ્ટિ કરી રહ્યો છે. આ સાપની સામે જોતાં જ બ્રંટનના જ્ઞાનતંતુઓ અસ્વસ્થ બની ગયા અને મનમાં ભયનું વાતાવરણ વ્યાપી ગયું. બચાવ માટે બ્રંટન બહાર જઈને એકાદ દંડો લઇ આવવાનું વિચારી રહ્યા હતા, ત્યાં યોગી રામૈયાએ ઝૂંપડીમાં પ્રવેશ કર્યો તેમના મુખ પરની ગૌરવશાળી ઝલક જોઈને બ્રંટનને શાંતિ થઈ. જેવાં યોગી રામૈયા બ્રંટનની પાસે આવ્યા કે તુરત જ બ્રંટને પેલા ઝેરી સાપ તરફ આંગળી ચીંધી અને ભયભરી પરિસ્થિતિ બતાવી.

## સર્પ પર ત્રાટકની અસર :

સર્પની લાંબી અને પાતળી જીભ ખુલ્લા મોઢામાં ફરી રહી હતી. આ સર્પ તરફ સ્થિર દૃષ્ટિપાત કરવાનું રામૈયાએ થોડો સમય સુધી ચાલુ રાખ્યું અને ત્યારબાદ તેઓ સર્પ તરફ આગળ વધ્યા. પોલ બ્રંટને રામૈયાને ઘણી ચેતવણી આપી, પરંતુ તે તેણે લક્ષમાં ન લીધી. રામૈયાના હાથમાં લાકડી કે તેવું બીજું કોઈ પણ હથિયાર ન હતું. આસ્તે આસ્તે તે સર્પ તરફ જવા લાગ્યા. રામૈયાએ પોતાના બન્ને હાથ ઊંચા કરેલા હતા. જેમ જેમ રામૈયા સર્પની નજદીક જતા ગયા તેમ તેમ સર્પે પોતાની ઊંચી કરેલી ફેણ નીચે લીધી અને જેવા રામૈયા સર્પની તદ્દન પાસે ગયા કે સર્પે તેની ફેણવાળું માથું જમીન પર નીચે નમાવ્યું. તુરત જ રામૈયાએ સર્પની પાછળથી પૂંછડી પર ધીમે ધીમે હાથ ફેરવવા માંડયો. રામૈયા તરફથી પોતાને ખાસ કંઇ ભય નથી તેવી સર્પને ખાતરી થઈ ગઇ હોય તેમ વાંકી ગતિએ સર્પે ચાલવા માંડયું અને પોલ બ્રંટન પાસેથી ઝડપથી પસાર થઈને ઝૂંપડીની બહાર નીકળી જંગલના પોતાના સલામત આશ્રયસ્થાન તરફ સર્પે પ્રયાણ કર્યું. આ યોગી રામૈયાની યોગશક્તિના અનેક અનુભવો પોલ બ્રંટનને આશ્રમનિવાસ દરમ્યાન થયા હતા 'આવા ઝેરી સર્પ પાસે તમે કેમ જઈ શકયા ?' તેમ જ્યારે પોલ બ્રંટને યોગી રામૈયાને પૂછ્યું ત્યારે યોગીએ હસતા હસતા જવાબ આપેલ કે : 'મારા હૃદયમાં સઘળા જીવો પ્રત્યેનો જે પ્રેમ વસી રહ્યો છે તે પ્રેમની પૂંજી લઈને

કોઈ પણ જાતના અધિકાર વગર હું તે સર્પ પાસે ગયો હતો. સર્પની દષ્ટિ સાથે મારી દષ્ટિ મળતાં જ સર્પને ખાતરી થઈ ચૂકી કે મારા થકી તેને કંઇ ઈજા થવાની નથી. જ્યારે તમે સર્પને જોયો કે તુરત જ આ સર્પને મારવા માટે લાકડી કે તેવું કોઇ હથિયાર લાવવાની વૃત્તિ તમારામાં જન્મી હતી. અને તેથી જ તમોને કરડવા માટે તે પોતાની જીભ આમતેમ ફેરવી રહ્યો હતો.'

પોલ બ્રંટનના મનની વાત (લાકડી કે બીજું હથિયાર મેળવવાની) યોગી રામૈયા પોતાની અકળ શક્તિથી પામી ગયા હતા. પોલ બ્રંટને યોગી રામૈયાની કાળી મોટી આંખોમાં જે અપૂર્વ શાંતિ નિહાળી તે શાંતિ એવી તો આકર્ષક હતી કે: માનવી તો શું પણ પશુ પણ એ શાંતિને તાબે થઇ જાય. પોલ બ્રંટન કહે છે કે યોગી રામૈયાની આંખમાંથી શાંતિ એ એમની પોતાની સ્વયંસર્જિત શાંતિ હતી.

## સલામતીની ખાતરી :

ઉપરનું દષ્ટાંત એટલા માટે આપવામાં આવ્યું છે. કે, દરેક હિપ્નોટિસ્ટની આંખમાં જોતાં જ માધ્યમને પણ પોતાની સલામતીની ખાતરી મળવી જોઇએ. જે રીતે યોગી રામૈયાની દષ્ટિમાં સર્પને પોતાની સલામતીની ખાતરી મળી હતી. આમ બને તો જ એક હિપ્નોટિસ્ટ, માનવી ઉપરાંત પશુ–પક્ષી કે જાનવરને પણ વશીભૂત.

કરી શકે. વશીકરણ વિદ્યાનું પવિત્ર અને વ્યાપક સ્વરૂપ એ જ ભારતની યોગવિદ્યા છે. જેનો ઉપયોગ પ્રાચીન ભારતમાં અનેક ઋષિ-મુનિઓએ કર્યો છે. નિર્જીવ દેખાતી એવી મંદિરમાંની મૂર્તિઓની સ્થાપના કરતાં પોતાની મંત્રશક્તિ દ્વારા યોગીઓ મૂર્તિની પ્રતિષ્ઠાન વિધિ કરે છે અને પોતાના યોગબળ થકી આ મૂર્તિમાં એવું સામર્થ્ય રેડે છે કે, ભક્તિભાવ થકી આવી મૂર્તિની પૂજા કરનાર ભક્ત સંસારનાં દુઃખો વિસારે પાડી ભવસાગર તરી જાય છે. એક હિપ્નોટિસ્ટે પણ આવી પ્રતિષ્ઠાન શક્તિ પ્રાપ્ત કરવાની હોય છે.



## પ્રકરણ : ૫

# સારા હિપ્નોટિસ્ટ તથા સારા સબજેક્ટની લાયકાત
## (વશીકરણ કરવાની રીતો)

ઘણા વિદ્વાનોની એવી માન્યતા છે કે મૅસ્મેરીઝમ યાને મોહિનીવિદ્યા શરીરના લોહી અને જ્ઞાનતંતુઓ ઉપર ખેંચાણ કરી મગજ પર અસર કરે છે, જ્યારે હિપ્નોટિસ્ટ યાને વશીકરણવિદ્યા દષ્ટિ મારફત આખનાં જ્ઞાનતંતુઓ પર ખેંચાણ કરી સર્વ પ્રથમ મગજ પર અસર કરે છે અને પછી માનવદેહ પર મગજ મારફત અસર પાડે છે. આ બધા મતમતાંતરો હોવા છતાં અનુભવથી એક વાત નક્કી થાય છે કે દરેક માનવીના શરીરમાં એક ચોક્કસ પ્રકારની આકર્ષણશક્તિ રહેલી હોય છે. આમાં વધુ આકર્ષણશક્તિ ધરાવતો હિપ્નોટિસ્ટ ઓછી આકર્ષણશક્તિ ધરાવનાર માધ્યમ ઉપર પોતાની ઇચ્છાશક્તિના જોરે કાબૂ ધરાવે છે.

### ખુશમિજાજ અને આત્મવિશ્વાસ :

આમ મોહિનીવિદ્યામાં કે વશીકરણવિદ્યામાં વપરાતી

શકિત એક જ છે. એક સફળ હિપ્નોટિસ્ટ બનવા માટે ખુશમિજાજ હોવો જરૂરી છે. હાસ્ય એ જાદુ છે. શારીરિક તંદુરસ્તી દ્વારા કેળવેલું પ્રભાવશાળી વ્યક્તિત્વ, હિંમત, નીતિમત્તા અને ઉમંગ આ બધા ગુણો હોવા જરૂરી છે. ઉપરાંત તેના પોતાનામાં આત્મવિશ્વાસ હોવો પણ જરૂરી છે. 'હું ઇચ્છીશ તે કરી શકીશ' એવી આત્મશ્રદ્ધા હોવી જ જરૂરી છે.

## માનસશાસ્ત્રનો અભ્યાસ:

સાથેસાથ હિપ્નોટિસ્ટે માનસશાસ્ત્રનો અભ્યાસ કરવો પણ જરૂરી છે. માધ્યમ બનનાર વ્યકિતના મનની હાલત સમજી લેવાની કળા અને તે કઇ રીતે વિચારી રહ્યો છે તે જાણી લેવાની શક્તિ હિપ્નોટિસ્ટમાં હોવી જોઈએ.

માધ્યમ એટલે વિષય અને સબ્જેકટ એટલે કે જેમના પર વશીકરણ કરવાનું હોય તે વ્યકિત. માત્ર નબળા મનવાળા ઉપર જ વશીકરણ થઇ શકે છે તેવી એક માન્યતા છે તે ખોટી છે. નબળો કે સબળો જે પોતાની રાજીખુશીથી વશીકરણ પ્રયોગ કરવા દે અને હિપ્નોટિસ્ટનાં બધાં સૂચનોનો ખચકાયા વગર અમલ કરે–તે સબ્જેકટ બની શકે છે સબ્જેકટ બનવા માટે ભારે શરીર હોવું કે પાતળું શરીર હોવું–તે કાંઈ શરત નથી. હિપ્નોટિસ્ટને સહકાર આપે તે સારો સબ્જેકટ બની શકે.

## મેગ્નેટિક સ્લીપ



હાથનાં આંગળાં વડે માધ્યમના મુખ ઉપર વરી-ફિરહો
રેડીને મેગ્નેટિક સ્લીપ (તંદ્રાવસ્થા) લાવવાનો
વશીકરણ પ્રયોગ.

## સબ્જેક્ટ ઉપર વશીકરણની થતી અસરના તબક્કાઓ :

(૧) વશીકરણો દ્વારા આવતી પહેલી ઊંઘ.

(૨) સૂચન દ્વારા મગજનાં જ્ઞાનતંતુઓમાં લાવવામાં આવતો ઉશ્કેરાટ.

(૩) ભર નિદ્રામાં સબ્જેક્ટને સુવાડીને તેની આંતરદૃષ્ટિને જાગૃત કરવાની ક્રિયા.

(૪) આંતરમનની જાગૃત બાદ ટ્રાન્સમાં (સમાધિભાવમાં) પડેલા માધ્યમમાં પ્રગટતી અનેક પ્રકારની કુદરતી શક્તિઓ જેમાં તે ભૂત, ભવિષ્ય, વર્તમાન જાણી શકે છે ને વિશ્વદૃષ્ટિમાં માધ્યમનો પ્રવેશ થાય છે.

લોંગ પાસીસ



માધ્યમના મસ્તકથી શરૂ કરી પગ સુધી વશીકિરણો ફેંકી માર્જન કરવાનો હિપ્નોટિસ્ટનો લોંગ પાસીસ પ્રયોગ.

## મેગ્નેટિક પાસીસ :

વશી-કિરણોને માધ્યમ પર ફેંકવા માટે હાથનાં જે પ્રકારનાં હલનચલન હિપ્નોટિસ્ટ દ્વારા કરવામાં આવે છે તેને મેગ્નેટિક

પાસીસ કહે છે તેનો ઉપયોગ જુદી જુદી રીતે કરવામાં આવે છે.

**લોંગ પાસીસ :**

સબ્જેકટના માથાથી શરૂ કરીને પગના તળિયા સુધી જે લોંગ પાસીસની ક્રિયા કરવામા આવે તે દ્વારા સબ્જેકટ ગાઢ નિદ્રામાં સુકાય છે. માધ્યમના શરીરના કોઈ પણ ભાગને કે એકાદ અવયવને પથ્થર સમું કરવા માટે (રિજીડ બનાવવા માટે) લોંગ પાસીસનો ઉપયોગ થાય છે.

**ટ્રીમ્યુલસ પાસીસ :**

માથાથી શરૂ કરીને છાતી કે હાથ સુધી વશીકિરણો ફેંકવાની જે ક્રિયા થાય છે તેને ટ્રીમ્યુલસ પાસીસ કહે છે.



ટ્રિમ્યુલસ પાસીસ :

શરીરના જે ભાગ પર દર્દ હોય તે ભાગ પર હાથ ફેરવવાની શરૂઆત કરીને દર્દને નીચે ઉતારવાની અને વશીકરણ દ્વારા દર્દને દૂર કરવાની ટ્રીમ્યુલસ પાસીસની ક્રિયા.

દરદ સાજાં કરવા માટે દરદવાળા અવયવ ઉપર હાથ ફેરવવાની શરૂઆત કરીને દરદને ખમેડતાં નીચે ઉતારવાની ક્રિયા આ ટ્રીમ્યુલસ પાસીસની પદ્ધતિ દ્વારા વશી-કિરણોને

ઉતારીને કરવામાં આવે છે.

**ડ્રોઈંગ પાસીસ :**

આ પાસીસ કરતી વખતે મજબૂત સંકલ્પશક્તિનો ઉપયોગ કરવાનો હોય છે. હિપ્નોટિસ્ટની હથેલી માધ્યમની છાતી તરફ રહે છે અને માધ્યમના શરીરમાંથી કોઈ અદશ્ય વસ્તુને ખેંચતો હોય તેમ પ્રયોગકારે માધ્યમના દરદને બહાર કાઢવાની ક્રિયા કરવાની હોય છે.

**રીપેલિંગ પાસીસ (અપવર્ડ પાસીસ) :**

અપવર્ડ પાસીસ



માધ્યમના શરીરમાંથી દર્દના તત્વને ખેંચી લઈને ઉપર હવામા કે આકાશમાં મોકલતા હોય તે રીતે હિપ્નોટિસ્ટે કરવાની રીપેલીંગ પાસીસ અથવા અપવર્ડ પાસીસની ક્રિયા.

ઉપરની ડ્રોઈંગ પાસીસથી ઊલટી રીતે આ ક્રિયા

કરતી વખતે હિપ્નોટિસ્ટના હાથ માધ્યમ તરફ રહે છે અને માધ્યમના દેહમાંથી કોઈ તત્ત્વને કે દર્દને ખેંચીને ઉપર હવામાં કે આકાશમાં મોકલતા હોઈએ એ રીતે આ પાસીસ કરવાના હોય છે. તેને અપવર્ડ પાસીસ પણ કહે છે.

આ બધા જુદી જુદી જાતના પાસીસ વિષેય પર ટગર ટગર દૃષ્ટિ નાખીને કરવાના હોય છે. સ્થિર દૃષ્ટિ નાખીને જેને Fixed Haze કહે છે તેવી સ્તંભ દૃષ્ટિ પ્રાપ્ત કરવા માટે હિપ્નોટિઝમ શીખનારે પ્રથમ પ્રયાસ કરવાનો હોય છે. આંખની વચ્ચે નાકના મૂળ પાસે કાંઈ નિશાની કરીને તે તરફ સ્થિરતાથી આંખને મટ-મટાવ્યા વગર જોવાની ટેવ પાડવી. બે મિનિટથી શરૂ કરી પંદર મિનિટ સુધી પલકારા માર્યા વગેરે જોયા કરવું. થોડા દિવસની પ્રેક્ટિસ બાદ આંખની સ્થિરતા સાધ્ય થશે. ત્યારબાદ ચિત્તની એકાગ્રતા હિપ્નોટિસ્ટે મેળવવાની હોય છે. આંખની સ્થિરતા અને ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કર્યા બાદ અવાજની સત્તાશીલતા વધારવાની હોય છે. 'કમાન્ડિંગ વોઈસ' એ પણ વશીકરણ સાધવાનું ત્રીજું સાધન છે. આટલું પ્રાપ્ત કર્યા પછી ઉપર દર્શાવેલા જુદા જુદા પાસીસ દ્વારા અનુકૂળતા મુજબ માર્જનક્રિયા કરવાની હોય છે.

**અવાજની શક્તિ :**

સિંહ, વાઘ તથા તેવા પ્રકારનાં જાનવરોના ઘૂઘવતા અવાજમાં જે પ્રકારની ડારવાની શક્તિ હોય છે, તેની દૃષ્ટિ પડતા એક પ્રકારના ભયની લાગણી ફેલાય છે, તે બધી બાબતોનો હિપ્નોટિસ્ટે અભ્યાસ કરવો જોઈએ.

## ઊંઘાડવાની રીતો :

માધ્યમને ઊંઘમાં લાવવા પાસીસની ક્રિયા કરતાં પહેલાં માધ્યમને ખુરશી પર બેસાડી જુદી જુદી રીતો હિપ્નોટિસ્ટ અજમાવે છે.

(૧) આંખ સાથે આંખ મેળવી આકર્ષણશક્તિ રેડવી.

(૨) વીજળી કે દીવાના પ્રકાશને બરાબર મોઢા પર ફેંકવો.

(૩) માધ્યમના માથા પર ટકોરા મારવા કે માથાને હલાવતા રહી ઊંઘવાનાં સૂચનો કરવાં.

(૪) માધ્યમની આંખ સામે બે આંગળાં રાખી ક્રિયા કરવી.

(૫) આંખ સામે ચળકાટ મારતી વસ્તુ ફેરવ્યા કરી ઊંઘમાં નાખવો.

(૬) કોઈ પણ પ્રકારનો મોટો સિક્કો, ચિતરેલું મધ્યબિંદુ, ઓમ્ કે તેવું ચિહ્ન કે ગોળાકારનું વર્તુલ બતાવીને તેના પર માધ્યમને સ્થિર દૃષ્ટિ માંડવા કહેવું.

(૭) ઉપરનામાંની કોઈ પણ એક રીતે દ્વારા હિપ્નોટિસ્ટ માધ્યમ પર વશીકરણ પ્રયોગ કરે છે અને પ્રયોગને અંતે અગાઉ દર્શાવ્યું તે મુજબના અનુકૂળ લાગે તે પાસીસના પ્રયોગ દ્વારા માર્જન કરી દરદીને ઊંઘમાં નાખે છે.

## મેન્ટલ સજેશન્સ :

ત્યારબાદ ઊંઘમાં પડેલા માધ્યમ પર મેન્ટલ સજેશન્સ કરવાનાં હોય છે, જેને માનસિક સૂચનો કહે છે.

જલદી ઊઘમા ન પડનારને પણ મેન્ટલ સજેશન્સ દ્વારા હિપ્નોટિસ્ટ ઊઘાડી દે છે. પાસીસ દ્વારા માર્જન કરતી વખતે માધ્યમનું શરીર પણ ઢીલુ હોવુ જોઈએ. મન શાંત હોવું જરૂરી છે માધ્યમને ઊઘાડવા માટે સામનો સ્કોપ નામનુ વીજળી કિરણોને ચક્રચકર ગોળાકારમાં ફેરવતુ મશીન આવે છે આ મશીનને જે ઓરડામા મૂકવાનુ હોય છે તે ઓરડામા ચોતરફ અરીસા મૂકવામા આવે છે અને વચમા ખુરશી પર બે પાચ માધ્યમોને બેસાડી મશીન શરૂ કરાય છે અને ફેકાતા ગોળાકાર વીજળી કિરણો પર સ્થિર દૃષ્ટિ રાખવાનું માધ્યમને કહેવામા આવે છે. આમ થોડો સમય કરવાથી હિપ્નોટિસ્ટ ઊંઘવાના સૂચન ન કરે તોપણ માધ્યમ ઊઘમા પડે છે.

## સિક્સ્થ સેન્સ (દિવ્ય દૃષ્ટિ):

સર્વ પ્રથમ ઊઘમા નાખવાના પ્રયોગને એનીમલ મેગ્નેટિઝમ કહે છે અને આવી નિદ્રાને મેગ્નેટિક સ્લીપ કહેવામા આવે છે અને આવી વશીભૂત નિદ્રાવસ્થા પછી જ વશીકરણના પ્રયોગો કરી શકાય છે.

માધ્યમની પંચેન્દ્રિયો પર કાબૂ પ્રયોગકાર મેળવી લે છે અને ત્યારબાદ પોતાની સિક્સ્થ સેન્સ થકી હિપ્નોટિસ્ટ કામ લે છે. આ સિક્સ્થ સેન્સને દિવ્ય દૃષ્ટિ કહો, વશીકરણ કહો, કામણવિદ્યા કહો, કે મોહિનીશક્તિ કહો, પરંતુ વશીકરણ ક્રિયા એ પ્રાણવિનિમયની ક્રિયા છે અને આ ક્રિયાના એક પછી એક તબક્કા હોય છે આ બધા સ્ટઈજીસ તપાસીએ.

## વશીકરણના તબકકા :

(૧) માધ્યમની સારી નરસી ટેવો, દરદો, હેબિટ જાણી લઈ તે દૂર કરવાનો તબક્કો : કૂટેવો પર અંકુશ મેળવવાનો તબક્કો.

(૨) બીજા તબક્કામાં મેગ્નેટિક સ્લીપ એટલે કે માધ્યમને તંદ્રાવસ્થામાં મૂકવામાં આવે છે.

(૩) ત્રીજા તબક્કામાં માધ્યમને ગાઢ નિદ્રામાં–પ્રોપર સ્લીપમાં નાખ્યા બાદ તેનામાં રહેલી આંતરદષ્ટિને સજાગ બનાવવાની હોય છે. લેટેન્ટ પાવરને–અદશ્ય છૂપી શકિતઓને સજાગ બનાવવાની ક્રિયા ત્રીજે તબકકે થાય છે.

(૪) આ ચોથા તબક્કામાં માધ્યમને સૂક્ષ્મ સૃષ્ટિમાં પ્રવેશ કરાવવાનો હોય છે. ઈથિરીયલ વેવ્ઝ દ્વારા ન જોયેલી, ન સાંભળેલી અદશ્ય બાબતો તે જુએ છે, સાંભળે છે. તેની આંતરદષ્ટિ જાણે કે ખૂલે છે. આ સ્થિતિને કલેરવોયન્સ હાલત કહે છે. વર્તમાન, ભૂત ને ભવિષ્ય ભાખવાની સ્થિતિમાં સબ્જેકટ આવી જાય છે.

## પોસ્ટ હિપ્નોટિક સજેશન :

આ સ્થિતિમાં હિપ્નોટિસ્ટ સિવાય કે તેના અવાજ સિવાય માધ્યમને કાંઈ જણાતું કે સંભળાતું જ નથી. આવી સ્થિતિમાં માધ્યમને લાવીને હિપ્નોટિસ્ટ મેકસ કોલી અદ્ભુત કામ તેની પાસેથી લે છે, જે હવે પછી અન્યત્ર દર્શાવવામાં આવેલ છે.

આ સ્થિતિમાં માધ્યમને પોસ્ટ હિપ્નોટિક સજેશન કરવામાં આવે છે. જેમાં નિદ્રામાં પડેલા માધ્યમને હિપ્નોટિસ્ટ કહે છે કે, 'આ પડદો જુઓ—આ પેન જુઓ—અથવા આ સિક્કો તમને હું આપું છું તે જુઓ. હવે પછી જ્યારે આ સિક્કો કે પેન તમોને હું મોકલું ત્યારે તેને જોતાં જ તમો હિપ્નોટિક નિદ્રામાં પડશો. પોસ્ટથી આ વસ્તુ મોકલું તો તે તમોને મળતાં, તેને જોતાંવેંત જ તમો નિદ્રામાં પડશો.' આ સૂચન પણ અસર કરે છે. પરંતુ તેનો અમલ કરવો જોખમભર્યું છે. જો હિપ્નોટિસ્ટ દૂર થાય ને માધ્યમ બીજે કોઈ અસલામત સ્થળે હોય તો ઊથલી પડે ને અકસ્માત થાય.

## ટેલીપથીનો ઉપયોગ :

ટેલીપથીની પદ્ધતિ થકી પણ સજેશન કરાય છે. જેમાં 'તમો મારા કબજામાં છો ને તમો મારાથી દૂર હશો ત્યાં પણ મારા વિચારો તમને પકડી પાડશે અને આ વિચાર મારફત તમોને હું ઊંઘાડી દઇશ.' આ પ્રકારના સૂચન થકી દૂરનો માધ્યમ પણ ઊંઘમાં પડે છે. આવી રીતે ખરાબ ટેવો અને દરદો મટાડવા માટેનાં કરાતાં સૂચનો ખૂબ અસરકારક નીવડે છે.

## ડી–મેસ્મેરાઈઝિંગ (ઊલટું માર્જન) :

'તમો હવે પછી જાગશો ત્યારે ખૂબ તંદુરસ્ત હશો. તમારા શરીરના કોઈ ભાગમાં દરદ નથી. તમારી આસપાસ મારી વશીકરણશક્તિ કાર્ય કરી રહી છે,'–આમ કહીને

માધ્યમના મોઢાની આસપાસ હિપ્નોટિસ્ટ પોતાના જમણા હાથનાં આંગળાં ગોળાકારમાં ફેરવશે અને વધુમાં કહેશે કે, 'હું આજ્ઞા કરું છું કે હવે પછી તમારે બીજા કોઈ હિપ્નોટિસ્ટથી વશીભૂત થવું નહિ. મારાં સૂચનો બરાબર ગોખી રાખો.' આટલું કહીને ફરી વખત માધ્યમને હેલ્થી સ્લીપમાં (તંદુરસ્ત ઊંઘમાં) પાંચેક મિનિટ રાખી ઊઠવાનુ સૂચવશે. જો માધ્યમ ન ઊઠી શકે તો તેના પર ડી-મેસ્મેરાઈઝિંગ પાસીસ (ઊલટું માર્જન) કરવાનું હોય છે. જાગૃત થવાનું સૂચન કરી તેને રૂમાલથી પવન નાખવો. છતાં પણ ન જાગે તો હિપ્નોટિસ્ટ પોતાના બન્ને હાથ જોડીને માધ્યમની છાતી પર લઈ જશે અને છાતી પાસે આ બન્ને હાથ જોરથી છૂટા કરી—'વેઈક અપ (ઊઠ જાગ)'ની બૂમ પાડશે અને મોટે ભાગે માધ્યમ જાગશે. છતાં પણ ન જાગે તો-પગથી ઊલટું માર્જન શરૂ કરી માથા સુધી લઈ જશે ને વશીકરણ ઉતાર કરશે.

## સારા હિપ્નોટિસ્ટ બનવા માટેના નિયમો :

(૧) દારૂ તથા બીજા વ્યસનથી દૂર રહેવું અને દુર્ગુણો અને કુટેવો ન રાખવી. નીતિમાન રહેવું.

(૨) વિચાર, વાણી, વર્તન એક સરખાં રાખવાં. કસરત કરવી. પ્રાણાયમ દ્વારા શ્વાસોચ્છવાસ પર અંકુશ મેળવવો

(૩) વશીકરણ પ્રયોગ શરૂ કરતાં પહેલાં, પ્રયોગની સફળતા માટે રીહર્સલના પ્રયોગો પ્રથમ થોડો સમય કરવા ને પછી જાહેર પ્રયોગ કરવા.

(૪) પોતાના સ્વાર્થ માટે, પૈસાની લાલચ માટે વશીકરણ વિદ્યા ન વાપરવી.

(૫) સબ્જેક્ટની મરજી વિરુદ્ધ પ્રયોગ કરવા નહિ. નબળી વિચારશક્તિવાળાને કે મજબૂત ઈચ્છાશક્તિવાળાને હું વશીભૂત કરીશ–તેવો આત્મવિશ્વાસ રાખવો.

(૬) વશીકરણના પ્રયોગ થકી હિપ્નોટિસ્ટની અને માધ્યમની શક્તિ વધારી શકાય તેવાં જ સૂચન કરવાં. બન્નેની શક્તિ નબળી પડે તેવા પ્રયોગ કે સૂચન કરવાં નહિ. માધ્યમને ડર લાગે તેવા પ્રયોગથી દૂર રહેવું.

(૭) માધ્યમના મસ્તકની પાછળના ભાગના એનીમલ ફેકલ્ટીવાળા (પશુવૃત્તિવાળા) જ્ઞાનતંતુઓને–નર્વસને હિપ્નોટિસ્ટે ઉશ્કેરવા નહિ. તેમ કરવાથી માધ્યમની પશુવૃત્તિ વાસના અને દુર્ગુણોમાં પલટાય છે. તેને સાત્વિક સૂચનો દ્વારા તંદુરસ્તી મળે અને કુટેવો ટળે તેવા જ પ્રયોગ કરવા.

(૮) જો માધ્યમને વશીભૂત ન થવું હોય તો પ્રયોગ દરમ્યાન મનોબળ મજબૂત કરીને 'હું ઊંઘમાં નહિ પડું'–નો નિર્ણય કરે અને પોતાની જીભની ઉપરનો ભાગ તાળવા પર અટકાવી રાખે, તો આવા માધ્યમ પર હિપ્નોટિસ્ટનો કોઇ પ્રયોગ અસર કરી શકતો નથી. તેથી હિપ્નોટિસ્ટે તેના પર પ્રયોગ કરવાનો મિથ્યા પ્રયાસ ન કરવો. વળી માધ્યમ હિપ્નોટિસ્ટના

સૂચનનો અમલ ન જ કરતો હોય તો તેના પર પ્રયોગ ન કરવો.

(૯) વશીકરણવિદ્યા બૂરી નથી. બુરાઈ માનવના હૃદયમાં હોય તો બૂરાં ફળ મળે. આ વિદ્યા પવિત્ર છે અને પવિત્ર હૃદયથી કરવામાં આવે તો માનવીનાં દુઃખદર્દ ઓછાં કરવામાં માનવજાતિની સેવામાં આ વિદ્યાનો લાભ લઈ શકાય છે.



પ્રકરણ : ૬

## વ્યક્તિગત આકર્ષણ અને અવાજનું જાદુ



માણસો ઉપર જે લોકો પ્રેમથી શાસન કરી શકે છે તે લોકોની કિંમત રૂપિયા, આના, પાઈના ભૌતિક માપદંડથી માપી શકાતી નથી. માનવહૃદયો જીતવાની કલા ઘણા ઓછા લોકોને વરી હોય છે. આવા લોકોને કામ ઉપર રાખવા માટે માતબર રકમો આપવામાં આવે છે.

એકવાર એન્ડ્રુ કાર્નેગીને પૂછવામાં આવેલું કે, 'તમે ચાર્લ્સ સ્કવાબને શા માટે આટલો મોટો પગાર આપો છો ?'

ત્યારે કાર્નેગીએ બહુ જ સુંદર જવાબ આપેલો : 'ચાર્લ્સ સ્કાવબ પાસે માણસોનાં હૃદયો જીતવાની અમોઘ કલા છે. આ કલાને લીધે તેને આપવામાં આવતા મોટા પગાર કરતાં પણ વધુ પગાર આપવો પડે તો તેમાં ઔચિત્ય રહેલું હશે.'

માણસના મગજના પ્રવાહો જુદી જુદી રીતે વહે છે. આ વહેતા પ્રવાહોનો જે અભ્યાસ કરીને, સાનુકૂળ વર્તન

કરવામાં આવે તો તેમાંથી ઘણાં સારાં પરિણામો આવી શકે તેમ છે, તેની કોઈને પણ શંકા નથી. માણસના મનના પ્રવાહોને સમજવા માટે હિપ્નોટિઝમનો અભ્યાસ બહુમૂલ્ય સથવારો આપે છે. આ પ્રકારના અભ્યાસ થકી આપણે માનવીઓના મનના પ્રવાહો સમજી, તેને અનુકૂળ બની યથાયોગ્ય કામ કરાવી શકીએ છીએ. આ ઉપરાંત આવા પ્રવાહો સાથે પોતાની કાર્યપ્રણાલિ બદલનાર વ્યક્તિનું અંગત આકર્ષણ વધુ પ્રમાણમાં વિકસે છે.

જો તમે એક સફળ હિપ્નોટિસ્ટ તરીકેની તમારી સુવાસ ઊભી કરી શકો તો લોકો તમારી આજુબાજુ ખુબ. મોટી સંખ્યામાં ભેળા થશે. તમારા વ્યક્તિત્વનાં કામણ એ લોકો ઉપર પથરાશે. આના મહદ્ અંશે કેટલાક કારણો નીચે પ્રમાણે છે :

(૧) હિપ્નોટિઝમનો અભ્યાસ આપણામાં રહેલા આત્મવિશ્વાસનું પ્રમાણ વધારે છે. આ વધારાના આત્મ-વિશ્વાસથી આપણે વધુ મોટાં કાર્યો કરવા કટિબદ્ધ થઈએ છીએ. વળી આવાં ભગીરથ કાર્યો પાર ઉતારવા માટે લોકોની યથોચિત મદદ કેમ મેળવવી તેનો આપણને સ્પષ્ટ ખ્યાલ આવે છે.

(૨) માણસના માણસ સાથેના સંબંધો ખૂબ નાજુક છે. ઘણીવાર માણસ મોટા આઘાતો સહન કરી શકે છે, પણ ઘણીવાર નાનકડો પણ પદાઘાત સહન કરી શકતો

નથી આવો આઘાત પહોચાડનાર વ્યકિત પર તેને મનમાં નફરત જાગે છે. આથી આવા કશા પણ પ્રકારના આઘાતો પહોંચાડયા વગર માનવીય સંબંધો કઇ રીતે વિકસાવવા તેનું જ્ઞાન આપણને આના અભ્યાસમાંથી મળે છે.

(૩) આપણે આપણા પોતાના જ વિચારો પર કાબૂ ન રાખી શકતા હોઇએ, તો બીજાના વિચારો પર વર્ચસ્વ સ્થાપવામાં તકલીફ રહે આથી વશીકરણના અભ્યાસમા આપણે એ વસ્તુ શીખીએ છીએ કે આપણા મન અને વિચારો પર કઇ રીતે કાબૂ રાખવો. આથી કરીને આપણે આપણા મન ઉપર કાબૂ રાખવાનુ શીખ્યા બાદ આપણે બીજાના વિચારો પર કાબૂ રાખી શકીએ છીએ

આથી આગળ વધીને કહીએ તો બીજાના મગજમા ક્ષોભક બળ તરીકે જે વિચારો કામ કરે છે તે વિચારો દૂર કરીને આપણે સદ્‌વિચારો ભરી શકીએ ઘણીવાર માણસની કેટલીક નબળી કડી જેવી ટેવો તેને આગળ વધવા દેવામા મદદ કરતી નથી. આવી ટેવો દૂર કરવા માટે વશીકરણ ખૂબ ઉપયોગી પુરવાર થયુ છે.

કોઈ સારો હિપ્નોટિસ્ટ ખરાબ ટેવો કાઢી નાખવા માટે કયા પ્રકારે મદદરૂપ થઈ શકે, તેની વિશદ સમજણ અમે આગળના પ્રકરણમા આપી છે

(૪) ઘણા માણસોને અમુક કાર્ય કરવાની સૂચના કરવાનુ જરૂરી હોય છે આવા સૂચનાત્મક– (suggestive) ફરમાનો– (orders) આપવાનુ કામ હિપ્નોટિસ્ટ કરી શકે.

આના પરિણામે સામી વ્યક્તિ પોતાની પાસેથી અમુક કામ લેતાં કાલ્પનિક ભયથી ડરે છે. તે ભય ઓછો થાય અને તે વ્યકિત કાબેલિયતથી મોટાં કામ કરી શકે.

## ચેતના પર અસર કરતાં સૂચનો :

આત્માની કિંમત માનવદેહ માટે બહુ જ મૂલ્યવાન છે. આત્મા વગરના દેહની કિંમત નથી, કારણ કે જ્યાં સુધી આપણા શરીરમાં આત્મા અને ચેતના છે ત્યાં સુધી આપણે મોટાં મોટાં કાર્યો હાથ ધરી શકીએ છીએ. તેવી જ રીતે વશીકરણના વિજ્ઞાનમાં સૂચનો (suggesting)નું મહત્ત્વ બહુ જ છે. આથી એક વિદેશી અભ્યાસુ કહેવા પ્રેરાયા છે કે : Effective suggestion is the soul of hypnotism માણસના મગજમાં કઈ રીતે અમુક કાર્યો કરવા માટે સૂચનો આરોપવાં તે કલા જો તમે સુસાધ્ય કરી શકો તો આગળ વધવા માટે તમને ઘણી જ ઓછી તકલીફ પડે કોઈ પણ સારા હિપ્નોટિસ્ટની કારકીર્દિ તમે તપાસશો તો તમને તરત જ ખ્યાલમાં આવશે કે તેના સંસર્ગમાં આવતી વ્યકિતઓનાં મનમાં સૂચનો આરોપીને, તે લોકો મનધાર્યું કામ કરાવી શકે છે.

### અવાજની અમાપ શક્તિ :

માણસના અવાજમાં અફાટ અને અમાપ શકિતઓ પડેલી છે. માણસ પોતાના અવાજની તાકાતથી, પોતાના કંઠના કામણથી અગણિત લોકો ઉપર પોતાનો જાદુ પાથરી

શકે છે. આપણે રેડિયો ઉપર કોઈ મધુર અવાજ સાંભળીને ઝૂમી ઊઠીએ છીએ....એ વક્તા અથવા ગાયકની આખી પ્રતિભા (personality)ને આપણે ન જોઈ શકતા હોવા છતાં પણ આપણે તેના આકર્ષણના વર્તુળમાં આવી શકીએ છીએ–આવી જઈએ છીએ. અવાજની એ તાકાત આપણને દૂર–સુદૂર અજાણ્યા પ્રદેશમાં લઈ જવાનું સામર્થ્ય ધરાવે છે. આથી અમારું તો એક સૂચન છે કે અમારા પ્રત્યેક વાચકે પોતાના અવાજની શકિત–અશકિત અને અવાજ કેળવવાની સંભાવના ઉપર ખાસ ધ્યાન રાખવું. માણસ કપડાંલત્તાં ઉપર ઘણા પૈસા ખર્ચે છે, માણસ સારાં ઘરબાર મેળવવા માટે ઘણી શકિતઓ વાપરે છે, માણસ દાગીનાઓ ખરીદે છે, પણ માણસ પોતાના અવાજને કેળવવા માટે ઘણીવાર જરા સરખો પણ પ્રયત્ન કરતો નથી, તે વાત ઘણી જ શોચનીય છે....માણસના અવાજમાં ક્યારેક પહાડથી પણ વધુ તાકાત હોવી જોઈએ. માણસના અવાજમાં ક્યારેક પુષ્પો કરતાં પણ વધુ મૃદુતા–કોમળતા હોવી જોઈએ.

આ પ્રકારનો અવાજ કેળવવા માટે જે લોકો યથાયોગ્ય યત્નો કરે છે તેમના યત્નો કદી એળે જતા નથી. આવા યત્નોને તેમનો બદલો અવશ્ય મળી જાય છે.

ઘણા માણસો પાસે કશી પણ ભૌતિક સંપત્તિ ન હોવા છતાં પણ માત્ર અવાજના દોર ઉપર જ ઘણાં મોટાં કામો કરાવી શકે છે. આ વાતની પ્રતીતિ તમે પણ કરી હશે.

ઘણીવાર ઘણાં કામો પૈસાની મદદથી કરાવી શકાતાં

નથી ત્યાં આર્જવપૂર્ણ અવાજમાં વિનંતિ કરવાથી કામ સફળ રીતે કરાવી શકાય છે તેનો પણ તમે અનુભવ કર્યો હશે.

અવાજની નકારાત્મક શક્તિનો પણ તમને અવશ્ય પરિચય હશે જ. તમે કોઈ ને પ્રેમપૂર્વક જમાડવા માગતા હો અને તેને સારી રીતે જમાડવા માટે તેની મનપસંદ વાનગીઓ બનાવી હોય પણ તમે જરાક ઉદ્ધત સ્વરે કહો : '**જમવા બેસી જાવ.**' તો તેનું દિલ દુઃખાય, તેના હૃદયમાં ચોટ વાગે. તેને મૃદુતાથી આ પ્રમાણે પણ કહી શકાય : 'જમવાનું તૈયાર થઈ ગયું છે. તમે હાથ-પગ ધોઈ લો. આપણે સાથે જમવા બેસી જઈએ. જમીને તમે યોગ્ય સમયે તમારા કામ ઉપર પહોંચી શકશો....' આમ સારી રીતે કહેવાયેલા આ પ્રકારના શબ્દો ઉભય પક્ષનો સ્નેહ વધારી શકે, તેનો પણ તમને ખ્યાલ હશે જ.

ઘણા લોકો કેટલીકવાર એવો લૂલો બચાવ કરે છે કે : 'અમારો અવાજ ઘોઘરો છે, તેમાં અમે શું કરીએ ? અવાજ એ તો કુદરતી દેણગી છે આમાં આપણે શું કરી શકીએ ?'

પરંતુ આ વસ્તુ ખોટી છે. આ વસ્તુ સદંતર ખોટી છે.

માણસ પ્રયત્ન કરીને ખરબચડા પથ્થરમાંથી જેમ સુંદર પ્રતિમા ઘડી શકે છે, તેમ તમે પણ યથાયોગ્ય

પ્રયત્ન કરો તો તમારા અવાજની શક્તિઓ ઘણા જ બહોળા પ્રમાણમાં વિકસાવી શકાય તેમાં કોઈ જાતની શંકા નથી. આપણે પ્રમાણિક પ્રયત્ન કરવાની જરૂર છે.

ઘણા માણસોને જન્મજાત જ સારાં અને તંદુરસ્ત ફેફસાં મળે છે, પણ સારો અવાજ એ હંમેશાં આપણને જન્મથી જ મળવો જોઈએ તેવી અનિવાર્ય જરૂરિયાત નથી. આપણો અવાજ આપણે ઘણીવાર કેળવવાનો હોય છે.

માણસ પોતાના વ્યક્તિત્વનાં બીજાં પાસાંઓ કેળવે, પણ જો પોતાના અવાજ ઉપર ધ્યાન ન આપે તો તે ખેદજનક કહેવાય.

કોઈ પણ ક્ષેત્રમાં આગળ વધેલા માણસનું તમે જીવન તપાસશો તો આ વાત તરત જ તમારા ખ્યાલમાં આવશે કે તેમણે કરેલા વિકાસમાં અવાજ ઘણો અગ્રગણ્ય ફાળો આપે છે.

'તમારો અવાજ કેવો લાગે છે?'

આ પ્રશ્ન ઉપર તમે ગંભીરતાથી ક્યારેય પણ વિચાર ના કર્યો હોય તો જરૂર કરજો. ઘણીવાર આપણે બ્રામક માન્યતામાં હોઈએ છીએ કે મારો અવાજ સારો લાગે છે, લોકોને સાંભળવામાં મજા આવે છે, પણ ઘણીવાર આ ભ્રમણા જ હોય છે. આપણે આપણો ટેપ-રેકોર્ડ કરેલો અવાજ સાંભળીએ છીએ ત્યારે જ આપણને ખ્યાલ આવે છે કે મોટાભાગે આપણો અવાજ બેસૂરો હોય છે. આપણો પોતાનો અવાજ સાંભળીને આપણે ઘણીવાર થાકી જઈએ

છીએ. ઘણીવાર આપણો પોતાનો જ અવાજ આપણને કંટાળો આપે તેવો હોય છે; ત્યાં બીજાની શી વાત કરવી?

આથી તમારો અવાજ કેવો છે તેની પરીક્ષા સત્વરે કરો. તમારા અવાજનો વિકાસ એટલે તમારા જીવનનો વિકાસ. તમારા અવાજની મધુરતા એટલે તમારા જીવનની મધુરતા. તમારો અવાજ શક્તિશાળી એટલે તમારું જીવન શક્તિશાળી. આ વાતની વિસ્મૃતિ ક્યારેય થવા ન દેતા. આ વાત સતતપણે તમારા મનની દીવાલ ઉપર લખી રાખજો કે તમારો અવાજ એ તમારી મૂલ્યવાન સંપત્તિ છે.

તમે સારા હિપ્નોટિસ્ટ થાવ કે ન થાવ એ વસ્તુ ગૌણ છે, પણ પ્રધાન વસ્તુ એ છે કે તમારે તમારા અવાજની ભવ્યતા વિકસાવવી પડશે. તમારા અવાજમાં મધુરતા આણવી પડશે, તમારા અવાજના કામણથી લોકોને જીતવા પડશે. જો તમે અવાજ માટે આટલું કરી શકશો તો સફળતા તમારાં ચરણો ચૂમતી આવશે જ. આજે નહિ તો કાલે પણ તેને તમારી પાસે આવવું જ પડશે. આ વાતમાં કશો પણ મીનમેખ થશે નહીં તેની ખાતરી રાખજો.

માણસનું ચારિત્ર્ય અને માણસની પ્રતિભા તેના અવાજના માધ્યમમાથી ઊભરાય છે. માણસ કેવા પ્રકારના શબ્દો વાપરે છે તેના ઉપરથી લોકો તેના સંસ્કારોનું માપ કાઢે છે. માણસ સ્પષ્ટ અને સુરેખ વિચારો રજૂ કરતો હોય છે ત્યારે તેના અવાજમાં વજન હોય છે. તેનો અવાજ સામા માણસને પોતાનો કરી શકે છે. તમારો

અવાજ સાંભળીને ચતુર માણસો તમારી બુદ્ધિનું માપ કાઢી શકે છે-કાઢી લે છે.

**અનંતતાને આંબતો અવાજ :**

મધુર સંગીતનો ખ્યાલ આપવા માટે અને તેનો રસાસ્વાદ કરવા માટે ભગવાને ઘણાં વાદ્યો ઘડ્યાં છે, પણ આ વાદ્યોમાં ટોચનું સ્થાન તો માણસનો કંઠ જ ભોગવે છે-માણસનો અવાજ ભોગવે છે. કોઈ સૂરીલા કંઠને આપણે વર્ષોનાં વર્ષો સુધી ભૂલી શકતા નથી. કેટલાક કામણગારા અવાજ ઉપર આપણે આપણી સમસ્ત દુન્યવી મિલકત ન્યોચ્છાવર કરવા તૈયાર થઈ જઈએ. ઘણીવાર માણસે સ્વપ્નામાં પણ કલ્પના ન કરી હોય તેટલી હદ સુધી એ પોતાનો અવાજ વિકસાવી શકે છે. માનવજીવનમાં ક્યારેક અતિશય દુઃખદ સંવેદન જન્મે છે, ક્યારેક આનંદ, સૌંદર્ય અને મધુરતાની ભવ્ય સૃષ્ટિમાં ખોવાઈ જાય છે. માણસનાં સુખ અને દુઃખ, માનવીની વેદના અને આનંદને અભિવ્યક્ત કરવા માટે જેટલી મહત્ત્વપૂર્ણ કામગીરી અવાજ બજાવે છે-તેવી અગત્યની કામગીરી બીજાં માધ્યમો બજાવી શકતાં નથી. માણસ પોતાના અવાજની શક્તિથી અનંતતાને સ્પર્શી શકે છે, તેમ કહેવું જરા પણ ખોટું નથી, જરા પણ અયોગ્ય નથી. અવાજ આપણું અતિ મૂલ્યવાન પાસું છે.

**અવાજનું આકર્ષણ :**

'હિપ્નોટિઝમ'ની સાધના આપણને અવાજની

અગત્યતા શીખવે છે. આપણો અવાજ ધીર–ગંભીર હોવો જરૂરી છે. આરોહ–અવરોહની જરૂરિયાત અનુસાર અવાજ ઊંચે અથવા નીચે આવવા જોઈએ.

કોઈ પણ વ્યક્તિ સાથે તમે સારા સંબંધો બાંધવા માટે ઉત્સુક્તા સેવો છો?

કોઈ વ્યક્તિ તમારું અતિ અગત્યનું કામ કરી શકે તેમ છે, પણ તેમાં તમને દાદ મળતી નથી?

કોઈ પણ વ્યક્તિનું હૃદય જીતવામાં તમને અત્યાર સુધીમાં નિષ્ફળતા મળી છે?

આવા સંજોગોમાં જો તમે તમારા અવાજનું જાદુ તે વ્યકિત ઉપર પાથરશો તો એ વ્યકિત તમારા આકર્ષણને વશ થશે જ.

## પ્રકરણ : ૭

# વિધેયની પ્રાથમિક પરીક્ષા



આપણા સાહિત્યમાં એક કહેવત છે : 'સોનું લઈએ કસીને માણસ જોઈએ વસીને' માણસની ઊણપો અને વિશિષ્ટતાઓનો સંપૂર્ણ ખ્યાલ આપણને પ્રથમ દૃષ્ટિએ આવતો નથી. ઘણા માણસો બહારથી બહુ વિવેકી અને સારા જણાતા હોય પણ ઘણીવાર ભીતરનાં વહેણ જુદા જ પ્રકારનાં હોય છે. ઘણીવાર બહારથી ઉગ્ર દેખાતા માણસો અંદરથી ઘણા સારા હોય છે.

વિધેયની બાબતમાં પણ ઘણીવાર આવું બને છે. હિપ્નોટિસ્ટ બહારના દેખાવ પરથી અને પોતાની અનુભવી આંખની મદદથી પોતાના પ્રયોગ કરવા માટે યોગ્ય પાત્રની પસંદગી કરે છે. માણસ અપૂર્ણ છે. માણસ સંપૂર્ણતા (perfection) તરફ કાયમ ગતિ કરે છે પણ પહોંચી શકતો નથી. આથી અપૂર્ણ માનવી ભૂલો પણ કરે છે આવી ભૂલો પ્રમાણમાં ઓછી થાય એટલે પ્રયોગ હાથ ધરતા પહેલાં વશીકરણ કરનાર પોતાના વિધેયની પ્રાથમિક ચકાસણી કરે છે.

## વિધેયની પરીક્ષા :

પ્રાથમિક ચકાસણીમાં વિધેયનો સંપૂર્ણ સહકાર મળે તો જ તે પ્રયોગ કરવાનો આરંભ કરે છે. આમાં પૂરતા પ્રમાણમાં સહકાર ન મળે તો તે વિધેય (subject)ને છોડીને બીજા વિધેયની પસંદગી માટે પોતાની નજરનાં નિશાન બાંધે છે. આમ પ્રાથમિક પરીક્ષા ઘણી અગત્યતા ધરાવે છે. આમાં ખાસ કરીને એક વસ્તુ તપાસવાની રહે છે કે વિધેય તમારાં સૂચનોનો અમલ તરત કરે છે કે નહીં. વળી આ ત્વરિત અમલ ઉપરાંત તેમાં તેના હૃદયનો રંગ પણ ઉમેરાવો જોઈએ. અર્થાત્ તેણે પોતાના સાચા ઉમળકાથી આ સૂચનનો અમલ કર્યો હોવો જોઇએ કોઇ બળજબરીથી વેઠ કરાવી રહ્યું હોય તેવી ભાવના તેના અમલમાંથી ઊભી થવી ના ઘટે. આવી પરીક્ષામાં ખૂબ સાદાં સાધનોની જરૂર પડે છે. એક સારું ટેબલ અને સારી ખુરશી હોય તો તે પૂરતાં થઈ પડે.

## વિધેય પર અંકુશ :

વિધેય માટે પસંદ કરેલી સ્ત્રી અથવા પુરુષને ટેબલ ઉપર બેસવા કહો. પોતાના હાથ હળવેકથી ટેબલને ટેકવેલો રાખવા કહો. તેને ખાસ સૂચના આપો કે તેના ટેકવેલા હાથ ઉપર તે વધુ પડતો ભાર ન આપે. તેને સંપૂર્ણ આરામ લેવા કહો. બીજી એક ખાસ સૂચના આપો કે તેણે તમને મદદરૂપ થવા માટે કોઇ કૃત્રિમ પ્રયત્નો કરવાની જરૂર નથી. તેણે કુદરતી રીતે જ પોતાનું વર્તન રાખવાનું છે.

તમારી હળવી આંગળીઓનો સ્પર્શ તેના હાથ ઉપર ખભા પાસેથી શરૂ કરો. આ સ્પર્શ તેની આંગળીઓ સુધી ધીમે ધીમે નીચે ઉતારતા જાવ. આવી રીતે તેના સમગ્ર હાથનો સ્પર્શ ઘણી વાર કરો. દરેક વખતે તેના મગજમાં ઊતરે તેવા સ્પષ્ટ શબ્દોમાં કહો : 'તમારા હાથમાંથી ભાર અને બોજો હળવા થવા માંડયા છે. હાથ એવો હળવોફૂલ થઈ જશે કે તમને એમ જ લાગશે કે તમારો હાથ હવામાં ઊડી રહ્યો છે.' આ સૂચન તેણે બરાબર સ્વીકાર્યું હશે તો તેના હાથમાંથી ઘણો બોજો ઊતરી ગયો છે-તેવી કેફિયત તે પોતાની જાતે જ કરશે. તમારે આ વસ્તુ કબૂલ કરાવવા માટે પ્રયત્ન કરાવવાની જરૂર નહીં રહે. આથી તમને તરત ખ્યાલમાં આવશે જ કે વિધેય તમારા સંપૂર્ણ અંકુશમાં છે. આવી ખાતરી થતાં, તમે તમારા વિધેય સાથે પ્રમાણમાં વધારે આગળ વધી શકશો.

**સફળ સૂચનો :**

આ પછી જરાક અવાજ ઊંચો કરીને કહો : 'તમારો હાથ એટલો હળવો બની ગયો છે કે પોતાની મેળે જ ટેબલ ઉપરથી અદ્ધર થવા માંડયો છે-ઉપર આવવા માંડયો છે. અને ઉપર હાથ આવવા લાગશે થોડાક વધુ ઊંચાણુ ઉપર તમે તમારો હાથ રાખો. તમે જોશો કે વિધેય ઉપર તમારી સૂચનાની અસર બરાબર થઇ છે, અને તેનો હાથ ધીમે ધીમે ઉપર આવતો જઇને, તમારા હાથને અડકે છે. આમ આ બીજા તબક્કામાં

પણ તમને સ્પષ્ટ ખ્યાલ આવે છે કે તમારા સૂચનથી મનધારી અસર વિધેયના મન અને તેના વર્તન ઉપર થાય છે. કયારેક આમાં વધુ સમય જાય તો તેનાથી નાસીપાસ ન થતા અથવા હિંમત ન હારતા તમારું સૂચન વારંવાર દોહરાવીને કહેજો : 'તમારો હાથ ખરેખર ટેબલ ઉપરથી ઊંચો આવી રહ્યો છે અને થોડીક જ ક્ષણ બાદ મારા હાથને આવીને 'અડકશે'

આ સાથે તેના મોં ઉપરનાં હાવભાવનો પણ અભ્યાસ કરજો. તેના હાવભાવમાં કૃત્રિમતા અગર પ્રયત્નની છાંટ દેખાય તો તેને તરત રોકજો અને કહેજો કે, 'તમારે આ માટે પ્રયત્ન કરવાની જરૂર નથી. કુદરતી રીતે જ આ થાય તો કરવાનું છે, નહીંતર બળજબરીથી આ પ્રમાણે કરવાની જરૂર નથી! આથી વિધેયનો તમારા ઉપર વધુ વિશ્વાસ બેસશે કે તમે તેના ઉપર કોઈ પણ વસ્તુ બળજબરીથી લાદી રહ્યા નથી પણ કુદરતી રીતે જ આ વસ્તુ થઇ રહી છે. આવી સરળ બાબતમાં તમે વિધેયનો વિશ્વાસ સંપાદન કરવામાં સફળતા મેળવશો તો અઘરી વસ્તુઓ તરફ મક્કમતાથી આગળ વધવામાં તમને સરળતા પડશે.

## આંગળાં અને આંખનું જોડાણ :

વિધેય બેઠેલી સ્થિતિમાં તમને મદદરૂપ થાય પછી તેને ઊભા થવા કહો, શાંતિથી, શરીરને કષ્ટ ન પડે તે રીતે ઊભા રહેવા કહો. પછી તેને સૂચન આપો. તમારા બે હાથ નજીક લાવીને તમારી આંગળીઓ એકએકમાં મજબૂત રીતે ભેરવો. આંગળીઓ મજબૂત

ભેરવાયા પછી તમે પણ સ્પર્શ કરીને ખાતરી કરી લ્યો કે તેણે બંને હાથની આંગળી બરાબર ભીડી છે.

તમારો હાથ લઇ લ્યો અને કહો, હજી તમારી બને હાથની પકડ વધુ મજબૂત બનાવો. વિષેય તે પ્રમાણે કહેલું વર્તન કરશે.

હવે પાંચ ક્ષણ તેની આંખમાં આંખ પરોવી શાંતિ રાખો. તમારી આંખ તેવી આંખમાં જ પરોવેલી રાખીને કહો કે, 'હવે તમે ગમે તેટલા પ્રયત્નો કરશો તોપણ તમારા હાથ તમારી એકલાની મદદથી છુટા પડશે નહિ.'

વિષેય તમારા વશીકરણની અસર નીચે હાથ છોડવા પ્રયત્ન કરશે પણ તેમાં તેને સફળતા મળશે નહીં. આથી વિનંતીભરી દૃષ્ટિથી તમારી સામે જોઈને તમારી મદદની યાચના કરશે.

ત્યારે તમે તેને કહેશો: 'હું તમને મદદ કરવા તૈયાર છું. તમારી આંગળીઓ હવે છોડવા માટે પ્રયત્ન કરો. તમારા સૂચનથી આંગળીઓ છોડવા તે પ્રયત્ન કરશે, છોડી શકશે; તેથી તમારા ઉપર તેને વધુ વિશ્વાસ બેસશે કે, 'ના, ના, આ હિપ્નોટિસ્ટમાં બીજાના કરતાં કાંઈક વિશેષ શક્તિ જણાય છે. તે મને યોગ્ય કાર્યોમાં મદદરૂપ થઈ શકશે.'

### વિષેયમાં શ્રદ્ધા પ્રગટાવો :

આમ વિષેય તમારી અસરના વધુ બળવાન વર્તુળ નીચે આવશે. આવી પ્રારંભિક કસોટી સારી રીતે થાય

એટલે બન્ને પક્ષનું કામ વધુ સરળ બને છે. હિપ્નોટિસ્ટના મગજમાં ખ્યાલ આવે છે કે આ વિષય હવે પછી આથી આગળ વધતા મારા સૂચનનો અમલ કરશે કે નહિ— બીજું ઘણીવાર એવું બને છે કે પ્રારંભમાં વિષય માત્ર કુતૂહલને વશ થઈને, આવા પ્રયોગમાં જોડાય છે ઘણીવાર તેને આવા પ્રયોગોમાં શ્રદ્ધાભાવ હોતો નથી. પણ જ્યારે પ્રારંભના આવા પ્રયોગમાં સફળતા મળે છે ત્યારે તેનામાં શ્રદ્ધાભાવ પ્રગટે છે અને તે વધારે સક્રિય સહકાર આપવા તરફ પ્રેરાય છે.

આ ઉપરાંત તમે તેની આજુબાજુ પ્રસન્ન મધુર વાતાવરણ પણ ઊભું કરી શકો. બહારના કશા પણ અંતરાય ન હોય, મંદ પવન આવતો હોય ત્યારે તમે આ પ્રમાણે સૂચન કરી શકો : 'આ ખંડમાં કેટલું આહ્લાદક વાતાવરણ છે! આખા દિવસનો થાક અહીંયા ઊતરી જાય છે! કલાકો સુધી આ ખંડમાં જ બેસી રહીએ તેવું મન થાય છે!' આ શબ્દો તમે યોગ્ય રીતે કહેશો તો તેની ખુબ સારી અસર વિષય ઉપર પડશે. વિષય પોતાનો બહારનો બધો થાક ભૂલી જશે. એક નવા પ્રકારનાં સુખ અને શાંતિ અનુભવશે. આ અનુભૂતિ માટે તે તમારા તરફ ઓશિંગણભાવ વ્યકત કરવા તલપી ઊઠશે. આ કારણથી પણ તે તમારાં સૂચનોનો અમલ કરવા માટે કટિબદ્ધ થશે.

## શંકાઓ દૂર કરો :

આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં અમે એક વાત

ઉપર ફરીથી ખાસ ભાર મૂકીએ. વિષેય તમારી વાત નહિ માને તો ? વિષેય તમારું કહ્યું નહિ કરે તો ? મનમાં આવી શંકાનો લૂણો કદાપી ન લગાવતા. તમે તમારા યત્નોમાં વિશ્વાસ રાખજો તમે તમારા આશાવાદમાં જરા પણ ઓટ આવવા ન દેતા. તમારી સચ્ચાઈ સંપૂર્ણપણે ટકાવી રાખજો. તમે આ પ્રકારનું માનસિક વાતાવરણ ઉપસાવવામાં સફળ થશો તો વિષેય તમારી પ્રાથમિક કસોટીમાં અને પછીના યત્નોમાં પણ દિલ ખોલીને મદદરૂપ બનવા સહકાર આપશે જ.

---



---

## પ્રકરણ : ૮

# સંખ્યા ગણવાની પદ્ધતિ



વશીકરણના પ્રયોગો માટે જાતજાતની રીતો વાપરવામાં આવે છે. આ રીતોમાં એક અગત્યની રીત એ છે કે, વિધેયની સામે આંકડા ગણવામાં આવે છે. આને અંગ્રેજીમાં Counting method કહેવામાં આવે છે. આના વિષે આપણે ટૂંકમાં જોઈએ.

પ્રયોગ કરનાર હિપ્નોટિસ્ટ માત્ર આંકડા જ ગણતો નથી, પરંતુ આંકડા ગણવાની સાથે સૂચના કરે છે કે, 'અમુક આકડાઓ હું ગણીશ ત્યાં સુધીમાં તમે અમુક વસ્તુ કરશો.' આંકડા ગણવાની આ રીત ઘણીવાર બીજી પદ્ધતિઓ સાથે વાપરવામાં આવે છે. આથી બીજી પદ્ધતિઓની અસર વધારે તીવ્ર બને છે. આ રીતે આંકડા ગણાવવાની સાથે વશીકરણની અમર વિધેય ઉપર વધુ ઝડપથી થાય છે અને એ પછીનાં સૂચનો તે વધારે ઝડપથી અમલમાં મૂકવા માટેની ભૂમિકા તૈયાર કરવામાં મદદરૂપ થાય છે.

નંબર ટુ એન્ડ થ્રી સ્લીપ



ત્રણ માણસોમાંથી બેને હિપ્નોટિસ્ટ દૂર ઊભા રહી 'સ્લીપ'નો આદેશ આપીને ઊંઘાડી દે છે.

કહો: 'હવે પ્રયત્ન કરવાની કશી જરૂર નથી. કુદરતી રીતે જ તમને પ્રગાઢ નિદ્રા આવી રહી છે. તમે હવે ગાઢ નિદ્રામાં ગરકાવ થઈ રહ્યા છો.'

સારા હિપ્નોટિસ્ટોનું એમ કહેવું છે કે, ૫૦ સુધી આંકડા ગણો ત્યાં સુધીમાં ગમે તેવો મજબૂત વિષય પણ સૂઈ જાય છે. પછી આગળ વધવાની સરળતા પડે છે.

આમ સંખ્યા ગણવાની રીત આ પ્રકારના પ્રયોગમાં બહુમૂલ્ય સેવા આપે છે. હિપ્નોટિસ્ટ મેકસ કોલી આવી કોઈ સંખ્યા ગણ્યા વગર પોતાની વશીકરણવિદ્યાની અસરમાં આવેલાં વિષયો પર માત્ર સ્લીપનું સૂચન કરી તે જ્યાં બેઠો હોય ત્યાં ઊંઘાડી દે છે.

(જુઓ ચિત્ર પાન ૯૬ પર)

અને તે જ રીતે ગતિશીલ બનેલા કે નાચતાકૂદતા વિષયોને અધવચ્ચે 'સ્લીપનો–ઊંઘવાનો ઓર્ડર કરીને ઊંઘાડી દે છે. ઊભેલા વિષયો એકબીજા પર આડેધડ ઢળી પડતા હોય છે અને જ્યાં સુધી હિપ્નોટિસ્ટ 'વેઈક અપ'નું જાગવાનું સૂચન કરે ત્યાંસુધી કલાકો સુધી તેઓ ઊંઘ્યા કરે છે. (જુઓ ચિત્ર પાન ૯૭ પર)

## વિષયને નિદ્રામાં નાખવાની રીત :

તમારા વિષયને ખુરશીમાં બેસવા કહો. તેની સામે ખુરશી ગોઠવીને તમે બેસો. ત્યારબાદ તેને કહો કે, જ્યારે તમે આંકડા ગણુતા હો ત્યારે તે તમારી સામે જ જુએ. આથી તમારી આંખનો જાદુ અને તમારા અવાજની ભેગી અસર તેના ઉપર થશે. તેને એમ સમજાવો કે, અમુક આંકડાની સંખ્યા સુધી તમે ગણવાના છો. ઉદાહરણરૂપે જોઇએ તો તેને કહો કે તમે પચીસ સુધી આંકડા ગણુવાના છો. તમે ૧....૨....૩....૪....૫....એમ ક્રમવાર આંકડા ગણો ત્યારે પ્રત્યેક આંકડા સાથે તેણે આંખ બંધ-ઉઘાડ કરવાની છે.

આ પદ્ધતિમાં જ્યારે તેની આંખ ખૂલે ત્યારે તેની આંખો તમારી આંખો સમક્ષ ઉઘડવી જોઈ એ.

સવિશેષે આ પ્રમાણેની રીત વિષયને નિદ્રા લાવવા માટે વાપરવામાં આવે છે. અત્યારના ધમાલિયા જીવનમાં સ્નાયુઓ ઉપર વધારે પડતું દબાણ આવવાને કારણે માનસિક નબળાઈ (Nervous tension) જન્મે છે. જેના સીધા પરિણામરૂપે ઘણાં સ્ત્રી-પુરુષો અનિદ્રાનો ભોગ થઇ પડે છે. આવા અનિદ્રાનો ભોગ બનેલાં દરદીઓને ઊંઘ આવે તે માટે પણ આ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે છે.

તમે આ વસ્તુ જોઈ શકશો કે તમે પાંચ-છ આંકડા સુધી ગણશો એટલીવારમાં તો વિષયની આંખો વધુ ને વધુ ભારે થશે. વારંવાર આંખ મીંચવાનું કાર્ય તેનાથી

બનશે નહિ. આંકડા બોલવાની સંખ્યા જેમ આગળ વધતી જશે તેમ આંખો ખોલવામાં તેને વધુ ને વધુ સમય લાગશે. લગભગ દશેક સુધી સંખ્યા ગણવામાં આવશે ત્યાં સુધીમાં વિષેય સૂઈ જશે. હિપ્નોટિસ્ટ મેકસ કોલી ત્રણ વિષેય પર પ્રયોગ કરતાં એ વિષયને આ રીતે સ્લીપનું સૂચન આપી તાત્કાલિક સૂવરાવી દે છે. આમ ઊંઘાડવામાં માત્ર તેનો અવાજ, આંખ અને આંગળાં કામ કરે છે આ પદ્ધતિ દ્વારા પેલા વિષેયને નહિ ઊંઘાડી શકાય. તેમ લાગવાથી તે બાકીના બીજા અને ત્રીજા વિષેય પર પ્રયોગ કરે છે.

(જુઓ ચિત્ર પાન ૯૪ પર)

દશ નંબર સુધી તમે આંકડા બોલો છતાં તમને એમ લાગે કે વિષેય હજી નિદ્રામાં પડે તેવાં ચિહ્નો જણાતાં નથી ત્યારે મજબૂત સૂચન (Firm Suggestion)નો ઉપયોગ કરો; ત્યારે તમે મકકમપણે કહો : 'હું ૧૫ આંકડા ગણીશ ત્યાં સુધીમાં તમે તમારી આંખો ખોલી નહીં શકો.' પછી પ્રત્યેક આંકડે તેને કહેતા રહો : 'તમારી આંખો વધુ ને વધુ બંધ થતી જાય છે. જુઓ, હવે તમે આંખો ખોલી નહિ શકો.' પછી આંકડો બોલવાની શરૂઆત કરતાં પહેલાં આ વસ્તુ વારવાર બોલો.

આ સાથે નકારાત્મક સૂચન પણ કરો. 'જુઓ, હવે તમે તમારી આંખો ખરેખર ઉઘાડી શકતા નથી! આ સાથે તમે તેની આંખનાં પોપચાં પર મૃદુતાથી હાથ ફેરવીને.

સ્લીપ એટ વન્સ



હિપ્નોટિસ્ટ તરફથી ઊંઘવાની આજ્ઞા થતાં જ્યાંના ત્યાં એકબીજા પર પડીને ઊંઘતા વિષયો

સ્લીપ ધેર ઈન ધ ચેર



હિપ્નોટિસ્ટ તરફથી 'સ્લીપ' એવુ સુચન થતા થિયેટરમાના એક પ્રેક્ષક ખુરશીમા જ ઊંઘી જાય છે અને ટાઢ અનુભવે છે.

## પ્રકરણ : ૯

## સમૂહ વશીકરણ



ઘણા લોકો એવી ભ્રામક માન્યતાના જાળામાં ફસાયેલા જોવા મળે છે કે વશીકરણ માત્ર એકલદોકલ વ્યક્તિ પર જ થઇ શકે છે. પણ લોકોના અજ્ઞાન અથવા અપૂરતા જ્ઞાનને લીધે આવી માન્યતા બંધાઇ છે વશીકરણનો ઉપયોગ વધુ વિશાળ સમુદાય ઉપર પણ થઈ શકે છે તેવી તેમને ખબર જ હોતી નથી.

વશીકરણવિદ્યાએ કૂદકે અને ભૂસકે ઘણી પ્રગતિ સાધી છે. વશીકરણની અમર નીચે મોટા મોટા સમુદાયને પણ લાવી શકાય છે. આ વાતની સાક્ષી માનવજાતને થયેલા અનુભવો પૂરે છે. જ્યારે સંખ્યાબંધ માણસો પર વશીકરણની અસર પાથરવામાં આવતી હોય છે ત્યારે આ પ્રકારની યોજનાને સમૂહ વશીકરણના નામથી (અંગ્રેજીમાં Mass Hypnotismના નામથી) ઓળખવામાં આવે છે.

એકાદ વ્યક્તિના મગજ ઉપર સૂચનની મજબૂત અસર ઉપસાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તેવી જ

રીતે વિશાળ સમુદાય ઉપર-પણ ચોક્કસ પ્રકારના સૂચન (suggestion)નું જાદુ પાથરવામાં આવે છે. આમાં એક બીજી વિશિષ્ટતા નોંધવા જેવી છે. ઉપરછલ્લી દૃષ્ટિએ જોઈએ તો આ વિશિષ્ટતા અશક્ત અને હાસ્યાસ્પદ લાગે છે, પરંતુ તે અશક્ય પણ નથી કે હાસ્યાસ્પદ પણ નથી. એકાદ વ્યક્તિ ઉપર વશીકરણની અસર સ્થાપવાના કાર્ય કરતાં વધારે વ્યક્તિઓ પર વશીકરણની અસર સ્થાપવાનું કાર્ય પ્રમાણમાં વધુ સરળ છે.

## અનુસરવાનો ચેપ :

મોટા સમુદાયમાં કેટલાક માણસો (સ્ત્રીઓ અને પુરુષો) એવા હોય છે કે, જે લોકો ખૂબ સાહજિક રીતે જ તમારા સૂચનને અનુમોદન આપે. તમારા સૂચન પ્રમાણે વર્તાવ કરે. આ કારણથી તે લોકો ત્યારે તમારા સૂચન પ્રમાણે કાર્ય કરવાની શરૂઆત કરે છે ત્યારે બીજા અસહકારી મગજવાળા લોકો પણ દેખાદેખીથી યે તમને સહકાર આપવા પ્રેરાય છે. આના માટે આપણે સાદું ઉદાહરણ ઘણીવાર જોયું અને અનુભવ્યું છે. તેનું સાદું

## દૃષ્ટાંત :–

આપણે કોઈ ચલચિત્ર અથવા નાટકમાં ગયા હોઈએ અને તેમાં કોઈક રમૂજી પ્રસંગ આવતો હોય તો તેના પર એક જણ હસવાની શરૂઆત કરે એટલે શ્રોતાગણના બીજા લોકો પણ તેમાં જોડાય છે. આમ આખા થિયેટરમાં હાસ્યનું મોજું ફરી વળે છે. થોડાક માણસો તાળીઓ પાડશે તો તેની પાછળ શ્રોતાઓનો સમગ્ર સમુદાય

તાળીઓનો ગડગડાટ બોલાવશે. આ જ પ્રકારનું સત્ય વશીકરણની બાબતમાં લાગુ પડે છે. સમૂહમાંથી થોડાક જણ તમારી સૂચના પ્રમાણે વર્તવા માંડે કે તરત જ બીજાઓ પણ તેમ કરવા પ્રેરાય છે.

## અભિનયનું વશીકરણ :

સમૂહ વશીકરણની અવનવી રીતો ઘણા પ્રકારના માણસોને ખૂબ અગત્યની મદદ આપે છે. ભાષણકર્તાઓ, રાજકીય નેતાઓ, યુનિયનના નેતાઓ, સરસુખત્યારો, ધર્મગુરુઓ, લીલામ કરનારાઓ પ્રધાનો અને જાહેર ખબર કરનારાઓ જાણે–અજાણે પણ આખા સમુદાય ઉપર વશીકરણનું જાદુ પાથરવા માટે કટિબદ્ધ થયા હોય છે. આ લોકો પોતાના વાક્ચાતુર્ય, સૂચન અને અવાજની મદદથી તેમના વિરોધીઓને પણ પોતાના કરી લે છે. તેમના મનમાં ધરખમ ફેરફારો લાવીને પોતાને મનગમતી બાબતો કરાવી શકે છે. કોઈ સારો નટ એકાદ પ્રયોગમાં જ કામ કરીને દુષ્ટમાં દુષ્ટ માણસનું હૃદયપરિવર્તન કરાવી શકે છે. તેવું બીજાઓ પણ કરે છે–કરી શકે છે આમ અભિનય પણ વશીકરણનો જ એક વિભાગ છે.

## અભિપ્રાયનું વશીકરણ :

ઘણીવાર રેડિયો કાર્યક્રમમાં કોઈ વાર્તાલાપ આપતા વક્તા એમ ઉલ્લેખ કરે કે ફલાણી ચોપડીએ મારા જીવનમાં ખૂબ અગત્યનો ભાગ ભજવ્યો છે. મારું સૂચન છે કે બને તો બધા જ શ્રોતાઓ આ પુસ્તક વાંચવા યત્ન કરે.

આવા સૂચનને અંતે પુસ્તકથી માગ નીકળે છે. ઇંગ્લેંડમાં એક સ્ત્રીલેખિકાએ લખેલ પુસ્તકની પ્રતોની ગંજીઓ ખડકાયેલી; કારણ એ સ્ત્રીલેખિકાનું નામ જાણીતું ન હતું. વળી નવોદિતોનાં પુસ્તકો લેવાની ઇચ્છા જલ્દીથી લોકો કરતા નથી. પણ ઇંગ્લેંડના વડા પ્રધાને જ્યારે પોતાના વાયુ વાર્તાલાપમાં એમ કહ્યું કે, 'આ પુસ્તકે મારા જીવનમાં ખૂબ અગત્યનો ભાગ ભજવ્યો છે, તથા લોકો આ પુસ્તકમાંથી સારો એવો લાભ ઉઠાવી શકે તેમ છે.' તેટલા કથન પછી પુસ્તકની માગ ગજબનાક રીતે વધી. લેખિકા અને પ્રકાશનસંસ્થાએ સ્વપ્નમાં પણ માન્યું ન હોય તેટલી ઝડપથી પુસ્તકની પ્રતો ચપોચપ ઊપડી ગઈ. એ વાર્તાલાપ પછી થોડાક જ સમય બાદ એ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ કરવાની જરૂર પડી. આ દાખલા ઉપરથી સમજાય છે કે, સમૂહ વશીકરણનું જાદુ ખૂબ જ ઊંડું હોય છે. આ જાદુ ઘણા મોટા પ્રકારનાં કાર્યો કરવામાં મદદરૂપ થઈ શકે છે.

રાજકારણના ક્ષેત્રે સમૂહ વશીકરણનો મોટામાં મોટો અને બહોળામા બહોળો ઉપયોગ હિટલરે કર્યો હતો. માત્ર શબ્દોની અસરથી જ તેણે આખા જર્મનીને સંગઠનના એક તાંતણે બાંધ્યું હતું. તેણે એવો વિચાર લોકોનાં મનમાં રોપ્યો કે જર્મનીનાં લોકો સૌથી વધારે ચડિયાતાં પ્રજાજન છે. બીજા રાષ્ટ્રો આપણાથી ઊતરતાં છે. આપણા ચડિયાતાપણાથી તેમના મનમાં ઇર્ષાની આગ પ્રજ્વળે છે અને તે બધા આપણા ઉપર હલ્લો કરવાના છે. આપણે તેમનો મજબૂત સામનો કરવાનો છે. આ વિચાર

યુવાન વર્ગના મનમાં ખૂબ અસરકારક તેણે સ્થાપ્યો હતો. આથી જર્મનીમાં યુવાનો લડવા કટિબદ્ધ થયા.

આટલું જ નહિ પણ હિટલરે તેમના મનમાં જે વિચારનાં બીજ રોપ્યાં હતાં તે વિચારનાં બીજ કાઢતાં ઘણાં વર્ષો વીતી ગયાં.

મુસોલિનીએ ઈટાલીમાં લોકોને જીતવા માટે પણ આ જ પ્રકારની સમૂહવશીકરણની યુક્તિ કામે લગાડી હતી.

અમેરિકાનાં અર્થતંત્રમાં જ્યારે મંદીનાં પૂર આવતાં હતાં—આર્થિક બાજુ પરની શ્રદ્ધા ડગમગવા લાગી હતી. ત્યારે તેમનામાં શ્રદ્ધાની દીવડી પ્રગટાવવા તથા 'ન્યુ ડીલ' પ્રોગ્રામ માટે પ્રયત્નો કરવા કમ્મર કસવાની પૂરતી પ્રેરણા આપવા માટે અમેરિકાના પ્રમુખ રુઝવેલ્ટે આ જ પ્રકારની રીત અખત્યાર કરી હતી. અમેરિકાના લોકો ઉપર આની ખુબ જાદુઈ અસર થઈ હતી. આ અસરના પરિણામે જ રુઝવેલ્ટને ઉપરાઉપરી ચાર ટર્મના ગાળા માટે પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યા હતા.

ઘણા લોકો આવી મોટી અસરો સમૂહ વશીકરણથી થાય છે તેમ સ્વીકારવા તૈયાર નથી હોતા; પરંતુ આ પ્રકારનાં પરિણામો સમૂહ વશીકરણના લીધે જન્મે છે, તેનો સ્વીકાર અભ્યાસુ લોકો કરે છે.

## સામ્યવાદનો વશીકરણ દ્વારા પ્રચાર :

સામ્યવાદની વિચારસરણીનો પ્રચાર પણ આવા પ્રકારની રીતથી કરવામાં આવ્યો છે. તેમની સામૂહિક

સભાઓ (group meetings)માં બુદ્ધિપૂર્વક ઘડી કાઢેલાં સૂચનોનું ઉચ્ચારણ વારંવાર શ્રોતાઓના મગજ ઉપર ઠોકતા રહેતા હોવાને પરિણામે તેમના મગજમાં એ જ જાતની મનધારી અસરો ઊપજે છે.

આ સાથે મતો કઈ રીતે આપવા—
કાર્યો કઇ રીતે કરવાં—
કયા નેતાઓને ચૂંટી કાઢવા—
કોને ચૂંટણીમાંથી ફેંકી દેવા—

તેનાં મજબૂત સૂચનો લોકોનાં મન ઉપર વારંવાર કરવામાં આવે છે.

## લિલામ કરવામાં વપરાતું વશીકરણ :

લિલામ કરનારાઓ ઘણીવાર આથી પણ વધુ બુદ્ધિપૂર્વકની યુક્તિઓ લડાવે છે માલ જોવા ઘણીવાર કુતૂહલભાવથી જ ઘણાઓ લિલામના સમયે આવતા હોય છે આવા ટોળામાં લિલામ કરનાર મંડળીના ઘણા માણસો જુદી જુદી જગ્યાએ ઊભા રાખેલા હોય છે. આ લોકો માલને જોતા તેની ખૂબ પ્રશંસા કરે છે. ઘણીવાર માલ ખરીદે પણ છે. આની અસર કુતૂહલભાવથી જોવા આવેલા ઉપર પડે છે અને તે લોકોને ઘણીવાર ખરીદવાની વૃત્તિ થઇ જાય છે. આથી માલ ખરીદવાની ઈચ્છા ન હોય તો પણ તે લોકો માલ ખરીદે છે. 'આટલો સસ્તો અને સારો માલ મળવાની તક ફરી નહીં સાંપડે તેવા વિચારથી તે

લોકો માલ ખરીદવા લલચાય છે. આ પણ સમૂહ વશીકરણની એક પ્રકારની સીધી અસર છે.

### સંતોનું વશીકરણ :

બીલી સન્ડે નામે અમેરિકાના પ્રખ્યાત ધર્માત્મા પણ આ જ પદ્ધતિનો ઉપયોગ કરીને, લોકોને પોતાની અસર નીચે લઈ શકતા હતા. ખરાબ જીવનની યોગ્ય શબ્દો દ્વારા ટીકાઓ કરીને તેને નીચું ચીતરતા. સારા જીવનના વખાણ કરતા સુંદર શબ્દો અને વાકયોથી લોકોને સારા જીવન પ્રતિ પ્રેરતા. આથી તેમના ઘણા શ્રોતાગણ ઉપર અસર થતી પછી બીજાઓ પણ એ જ અસર નીચે આવીને સારું જીવન ગાળવાનો સંકલ્પ કરતા. આમ તેમના કાર્યમાં પણ mass Hypnotismની પ્રત્યક્ષ અસર કામ કરતા જોવા મળે છે. આવા દષ્ટાંતો આપણા સંતોનાં કાર્યોની આસપાસના ભારતીય વાતાવરણમાં પણ પૂરતા પ્રમાણમાં જોવા મળે છે.

### વકીલાતમાં વશીકરણ :

કોર્ટોમાં જ્યારે જ્યારે જ્યુરી પદ્ધતિ દ્વારા ન્યાય આપવાની પ્રથા હોય છે ત્યારે ત્યારે સારા, પારંગત વકીલો સમૂહ વશીકરણનું જાદુ પાથરવા સતત અને સજાગ યત્ન કરતા હોય છે. ખાસ કરીને જ્યુરીના પ્રત્યેક સભ્ય ઉપર કુનેહપૂર્વક એવું સૂચન કરતા હોય છે કે તેમનો અસીલ બિલકુલ નિર્દોષ છે. સંજોગોના બળે તે ખોટી જાળમાં ફસાયો છે. આ સાથે બીજા સમુદાયના મન ઉપર પણ આ વાત ઠસાવવાનો પ્રયત્ન કરે છે. આનું કારણ

એ છે કે આથી બીજા પ્રેક્ષકોનાં દિલમાં પણ તેમના અસલી માટે સહાનુભૂતિ અને અનુકંપાના ભાવો જાગે.

અનુભવ દ્વારા એમ સમજાયું કે માણસ સજાગ પ્રયત્ન કરે તો ૧૦ થી શરૂ કરને ૧૦,૦૦૦ માણસ સુધીના લોકસમૂહ ઉપર વશીકરણનું જાદુ પાથરી શકે. આનાથી વિશાળ સમુદાય પર અસર કરવા માટે એ માણસની શક્તિઓ વિશાળ પ્રમાણમાં હોવી જરૂરી છે. માણસોને શબ્દો દ્વારા અને અવાજના કામણથી આપણે તેમને નિદ્રાવસ્થા (Hypnotic trance)માં મૂકી દઈ શકીએ છીએ. આ પ્રમાણે કર્યા બાદ તેમના મનમાં નવા પ્રકારના વિચારો રોપવાનું કામ અથવા વિચારોનું પરિવર્તન કરવાનું કામ અથવા તો આપણા વિચારો સાથે સહમત કરવાનું કામ પ્રમાણમાં વધુ સરળ બની જાય છે.

## પ્રસિદ્ધિના વશીકરણ :

આ માટે ઘણીવાર માણસની પ્રસિદ્ધિ પણ ઘણો અગત્યનો ભાગ ભજવી જાય છે અમુક પ્રસિદ્ધ નેતા અથવા અમુક પ્રવચનકાર કે અન્ય ક્ષેત્રોમાં નામના મેળવી ચૂકેલી વ્યક્તિ જ્યારે બોલવાની શરૂઆત કરે છે ત્યારે તેના માટે અડધીપડતી માનસિક ભૂમિકા અનુકૂળ રીતે બંધાઈ ગઈ હોય છે. આથી તે કાંઈ પણ બોલવાની શરૂઆત કરે ત્યાર પહેલાં જ આવી વ્યક્તિઓ શ્રોતાગણને અડધાપડધા જીતી લે છે આથી તમારી પ્રતિષ્ઠા સારી રીતે બંધાય તેવો તમે જો યત્ન કરશો, તો તમારી બાકીની કામગીરી પ્રમાણમાં વધુ હળવી બની જશે.

## શાંતિનું સામ્રાજ્ય સ્થાપો :

આવી રીતે વશીકરણનું જાદુ તેમના ઉપર પાથરવા માટે બીજી પણ એક અગત્યની શરત છે. તેમના હાથમાં જે કાંઈ વસ્તુઓ હોય તે વસ્તુઓ મુકાવી દેવા માટે આગ્રહ રાખો. ભારપૂર્વક સૂચના કરો કે તેમના હાથમાંની સિગરેટ, ચોપડી અથવા અન્ય વસ્તુઓ બાજુ પર મૂકી દે તથા આરામપૂર્વક લંબાવવા માટે કહો. તેમના હાથ તેમના પગ ઉપર હળવાશથી મૂકવા કહો.

જો સાનુકૂળ ભૂમિકા સર્જાઇ હોય તો તમારા શ્રોતાગણને આંખ બંધ કરીને આરામથી થોડીક પળો બેસવા માટે કહો. આમ કરવાથી તેમને વધારે આરામ મળવા ઉપરાંત તમને સારો પ્રતિઘોષ સાંપડવાની તક મળશે. શ્રોતાગણમાંથી કયાંય પણ અંદર અંદર વાત થતી હોય તો સ્નેહપૂર્વક તમારી આંખો ફેરવી, તમારા શ્રોતાગણમાં શાંતિનું સામ્રાજ્ય પથરાવી દો. તમારા તરફ શ્રોતાગણ પૂરેપૂરું ધ્યાન આપવાની શરૂઆત કરે ત્યારે જ તમારા વકતવ્યનો આરંભ કરજો. આવી પરિસ્થિતિ સર્જાયા પહેલાં જો તમે બોલવાનો પ્રારંભ કરશો, તો તમારા અડધા શબ્દો નકામા જશે.

## વાતાવરણનું સર્જન :

શ્રોતાગણને વધારે આરામના વાતાવરણમાં મૂકવા માટે કોઈ સારા સ્થળનું વર્ણન કરો. તે લોકો જાણે કે

અગિયાર માસના સખત પરિશ્રમ પરથી હૂંફાળા વાતાવરણમા ન્જા ઉપર ગયા છે, એ પ્રકારનું વાતાવરણ ઊભું કરે સુદંર વૃક્ષ નીચે–ખાટલો ઢાળીને આરામથી અલકમલકની વાતો કરતા બેઠા હોય તેવુ શબ્દચિત્ર રજૂ કરો ભૂરા આકાશમા સરકતા વાદળાઓ અને મદમદ વાતી અનિલની લહુરીઓની વાત કરો–અને આમ મન ભરી દે તેવા વાતાવરણની અદર તમારા શ્રોતાગણને ઝબકોળી દો એટલે ૫૦ ટકા તમારુ' કામ સરળ બની જશે.

### શબ્દમાધુર્યની શક્તિ :

આ પ્રમાણેનું વાતાવરણ સર્જ્યા બાદ તમે શ્રોતા ગણને મનગમતી દિશામા ખેચી શકશો... તમારા શબ્દો અને તેનું માધુર્ય સ્પષ્ટપણે તમારા શ્રોતાગણ અનુભવી શકે તેટલો ઊચો અથવા નીચો ઉતારજો આથી કરીને તમારા શ્રોતાઓમા જ મોટા ભાગના લોકો તમારી મનધારી દિશામાં તમારા વક્તવ્ય સાથે ખેંચાશે

### દૃષ્ટિથી માપો :

આવી તૈયારીઓ સાથે તમે એક બીજી પણ યુક્તિ વાપરી શકો. જ્યારે તમે સમારભના સ્થળે આવો ત્યારે આખાયે શ્રોતાગણ ઉપર એક અભ્યાસુ નજર ફેંકો આની અતે તમને એમ લાગશે કે આમાના કેટલાક લોકો તમારા માટે ઘણા સારા વિષેય (subjects) નું કામ કરી શકે તેમ છે. આવા લોકોને આગ્રહ કરીને આગળ બોલાવો. તમને અતરાયરૂપ થાય તેવા માણસોને યુક્તિપૂર્વક પાછળ રહેવા દો. આથી તમને જ્યારે આગળના ભાગમાથી

મનધાર્યો સહકાર મળવા પામશે ત્યારે પાછળના ભાગમાંથી પણ લોકો સહકાર આપવા માંડશે. આગળના લોકોની સારી અસરના વાતાવરણની વચ્ચે તે લોકો પણ પછી તમને સહકાર આપવા માંડશે.

**પ્રશંસકોનો સાથ :**

આવી જ એક બીજી સૂચના પણ આ પ્રકરણ પૂરું કરતાં પહેલા આપવાનું યોગ્ય ધારીએ છીએ. ઘણી જગ્યાએ તમારો કાર્યક્રમ રાખવામાં આવ્યો હોય ત્યા તમારા મિત્રોને પણ લઈ જાવ તે સામે સમારંભના સંચાલકોને વાંધો હોતો નથી જ્યારે બીજા એવા કેટલાક 'ખાસ' (special) સમારંભો હોય છે કે જેમા તમારા મિત્રો અથવા બહારના કોઇ પણ માણસોને તમારી સાથે આવવા દેતા નથી. આવી ખાસ જગ્યાઓએ તમારા મિત્રોને તમારી સાથે લઇ આવવાનું ન બને તો તમારા મિત્રોને આગળ જઈને શ્રોતાગણની વચ્ચે જુદી જુદી જગ્યાએ બેસવા કહો. તમારો કાર્યક્રમ શરૂ થાય કે તરત જ તે લોકો તમને ઉમળકાભર્યો સહકાર આપવા માંડશે આથી બીજા સામાન્ય શ્રોતાગણનો પણ તમને ઘણો સારો સહકાર મળશે જ.

સમૂહ વશીકરણનો આ વિષય ઘણો ઊંડો છે. અમે આટલું કહીશું કે સમૂહ વશીકરણ એ બહુ અઘરી કલા નથી પ્રયત્ન કરવાની આ કલા સારી રીતે શિખાવી શકાય

*

## પ્રકરણ : ૧૦

# ચુંબકીય આંખોનું મહત્ત્વ

*

આચાર્ય રજનીશજીની આંખો ચુંબકીય તત્ત્વ ધરાવનારી છે. તેમના બોલાતા શબ્દોનું સંમોહન એવું તો પ્રસરી જાય છે કે તે સમયે તેમનાથી વિરોધી વિચારધારા ધરાવનારા પણ ચૂપ બની જાય છે. તેઓ કહે છે કે, 'હિટલર સમજપૂર્વક હિપ્નોટિઝમ કરતો અને રાત્રે જ સભા રાખતો. પંડિત જવાહરલાલ અજાણપણે હિપ્નોટિઝમ કરતા હતા. વશીકરણ એક વિદ્યા છે અને એનાથી ઘણાં કાર્યો સિદ્ધ થાય છે. લશ્કરને પરેડ કરાવવી એ પણ હિપ્નોટિઝમ છે. માણસના મગજને વિચારતું બંધ કરી દેવું તેનું નામ હિપ્નોટિઝમ.'

જાણીતા તત્ત્વચિંતક આચાર્ય શ્રી રજનીશજી મેગ્નેટિક તત્ત્વવાળી ચુંબકીય આંખો ધરાવે છે. તેઓ કહે છે કે, સંમોહનવિદ્યા આવડતી હોય તો જ નેતા બની શકાય છે. આ સંમોહન શસ્ત્રનો ઉપયોગ હિટલર પણ કરતો હતો અને નેતાગીરી અને હિપ્નોટિઝમ સાથે સાથે જ જાય છે. જેમને સંમોહનવિદ્યા ન આવડતી હોય તેવા

આચાર્ય રજનીશજી



તેજસ્વી પ્રતિભા ધરાવતા આચાર્ય રજનીશજીની આંખોમાં ગજબનું ચુંબકીય તત્ત્વ સમાયેલું છે.

માંનવી નેતા બની શકતો નથી. પંડિત જવાહરલાલ નહેરુ અજાણપણે સંમોહનવિદ્યાનો ઉપયોગ સમુદાય પર કરતા હતા અને ભરચક સભાઓમાં ઉત્સાહભેર ભાષણો આપ્યા પછી તેમને થકાવટ જણાતી ન હતી. પંડિતજીએ શ્રી પટવર્ધનને વાતચીત દરમ્યાન કહેલ કે, 'પ્રત્યેક સભાને અંતે જાણે કે મેં વ્હીસ્કીનો એક પેગ પીધો હોય અને તેનો નશો ચઢે તેમ હું અનુભવું છું.' આમ જેમ નેતાગીરીનું હિપ્નોટિઝમ હોય છે તેમ એકઠા થયેલ સમુદાયમાંથી પણ ઘણી વખત એક પ્રકારનું હિપ્નોટિઝમ પસાર થતું હોય છે. આવા હિપ્નોટિઝમની અસર નીચે હિલટરે પોતાની જર્મન પ્રજાને યુદ્ધમાં ઝીંકી દીધી હતી. આમ સંમોહનશક્તિના સારા અને નરસા બન્ને ઉપયોગ થઈ શકે છે. કોરિયા કે જર્મનીની અર્ધી પ્રજા સામ્યવાદી બની અને અર્ધી પ્રજા મૂડીવાદી બની. આ પણ રાજકીય હિપ્નોટિઝમના પ્રતાપ છે.

ભારતના ભાગલા પડયા પહેલાં આજના પાકિસ્તાનમાં વસનારાઓ ભારતીય જન હતા. તે ધાર્મિક કે રાજકીય ઝનૂન દ્વારા પ્રેરાયેલા હિપ્નોટિઝમની અસર દ્વારા પાકિસ્તાની બની ગયા કે ભારતવિરોધી થવા લાગ્યા.

આમ જીવનના નાના ક્ષેત્રમાં કે રાજકીય મંચ પર કે કૂચ કરતાં લશ્કરી બળોમા રાષ્ટ્રીયતાને નામે, દેશના બચાવને નામે, સ્વરક્ષાને નામે કે ગમે તે બહાને જાણ્યે કે અજાણ્યે સંમોહનશક્તિ કાર્ય કરી રહી છે. સારા ઉદ્દેશથી

તેની જાણબહાર તેના મનપસંદ આઇસક્રીમ કેન્ડી બનાવનારની કંપનીની એક સરસ મજાની કેન્ડી ખરીદો. આ જાણકારી મેળવવા તેને કશા પણ સીધા પ્રશ્નો ન પૂછતા–તેની પાસેથી આડકતરી રીતે જાણી લ્યો કે તેને કઈ કંપનીની કેન્ડી સર્વથી વધુ પ્રિય છે. તેના આવતાં પહેલાં એ કેન્ડી તૈયાર રાખો.

તમે સંખ્યા ગણવાની પદ્ધતિથી તેને ઊંઘમાં મૂકી દ્યો. તે જ્યારે ઊંઘમાં હોય ત્યારે સૂચન દ્વારા તેના મનમા આ વસ્તુ ઠસાવો કે, 'તમારા માટે વધુ પડતી આઇસકેન્ડી ખાવી એ બહુ નુકસાનકારક છે. વધુ પ્રમાણમાં કેન્ડી ખાવાથી તમારા દાંત ખરાબ થાય છે. તમારી ચામડીની શોભા ઘટે છે. તમારા પેટમાં કાયમ અપચો રહ્યા કરે છે ...હવે પછી તમને કેન્ડી ખાવાની બહુ ઇચ્છા નહીં થાય....પણ આ ઊંઘમાંથી ઊઠશો કે તરત જ તમને એક કેન્ડી ખાવાનું મન થશે. આ કેન્ડી હું તમને મારા તરફથી ખાવા આપીશ તમારી મનપસંદ કંપની દ્વારા બનેલી એ કેન્ડી હશે, પરંતુ તેનો સ્વાદ તમને અત્યાર સુધી ખાધેલી કેન્ડી કરતાં સાવ જુદો જ લાગશે આ કેન્ડીમા કોઇએ ખૂબ વિપુલ પ્રમાણમાં કાંદા ભેળવી દીધા હોય તેવું તમને લાગશે. આ સ્વાદ તમને બહુ જ ખરાબ લાગશે.'

તમે એક બટકુ ભરશો. તમને નવાઈ લાગશે કે કેન્ડી આટલી બધી બેસ્વાદ કેમ છે? આ છતાં પણ

કેન્ડી તમને ખૂબ ગમે છે, તેથી તમે બીજી વાર તેને બટકું ભરવા જશો....બીજી વાર તમને તેનો સ્વાદ પહેલા બટકા કરતાં પણ વધુ બેહૂદો અને ખરાબ લાગશે.... આથી તમને કેન્ડી ખાવાના વિચાર તરફ પણ ભયંકર નફરત આવશે.'

આ વસ્તુ તેના મગજમાં બરાબર ઠસાવી દો.

હવે તમારા દર્દીને ઊઠવા દો તમારા સૂચન પ્રમાણે તેને કેન્ડી ખાવાની ઇચ્છા થશે. આ ઇચ્છા ખૂબ પ્રબળ હશે તેથી તે તમને પૂછશે: 'ડૉક્ટર સાહેબ, આટલામાં ક્યાંય કેન્ડી નહીં મળે? મને કેન્ડી ખાવાની બહુ જ તલપ લાગી છે.'

તમારી યોજના બરાબર આગળ વધી રહી છે. તમારા નોકરને બોલાવી, બાજુના ખંડના રેફ્રિજરેટરમાંથી કેન્ડી ખાવાની શરૂઆત કરે એ જ પળથી તેના હાવભાવ બરાબર તપાસજો. પહેલું બટકું ભરશે ત્યાં તેનું મોઢું એકદમ વિચિત્ર બનશે. આ વિચિત્રતા જોઈને તમને ખૂબ હસવું આવશે....પણ એ હસવું ખાળી રાખજો. તમે બીજું બટકું ખાવા આગ્રહ કરજો તે નહીં ખાઈ શકે, કારણ તેનો સ્વાદ ખૂબ બેસ્વાદ હશે. આથી તે ખિજાઈને કેન્ડી ફેંકી દેશે, તમારા ઉપર આરોપ પણ મૂકશે: 'તમે ડૉક્ટર સાહેબ, કાંઈક જાદુ કર્યું છે. આટલી ખરાબ કેન્ડી હોય?'

તમે તેને આડકતરી રીતે સમજાવજો કે કેન્ડી બધી

વપરાતી સંમોહનશક્તિ માનવજીવનમાં શાંતિ લાવે છે. બૂરા ઉદ્દેશથી વપરાતી સંમોહનશક્તિ શિકારમાં માનવ કે માનવસમૂહ ફસાય પણ છે. જે કૃષ્ણમૂર્તિ, આચાર્ય રજનીશ કે કોઈ ધાર્મિક સંત કે રાજપુરુષ પોતાના શબ્દોની સંમોહનશક્તિ સાંભળનાર વ્યક્તિમાં રેડતા હોય છે અને ભાવાવેશમાં આવી જઈને વક્તા કહે તેમ કરવા સાંભળનારાઓ પણ તત્પર બનતા હોય છે.



## પ્રકરણ : ૧૧

## ખરાબ ટેવો કાઢવા માટે વશીકરણ



અંગ્રેજી સાહિત્યમાં એક કહેવત છે કે, 'First man forms habits, then habits form man.' (પહેલાં માણુસ ટેવો પાડે છે, પછી ટેવો માણુસને પાડે છે.) કોઈ નબળી પળોમાં એકવાર ટેવો પડી ગયા બાદ તેમને કાઢવાનું કામ અતિ દુષ્કર બને છે. આવા દુષ્કર કાર્યને સરળ બનાવવા માટે વશીકરણની શકિતઓ સારો સરખો સહકાર આપે છે. ટેવોમાંથી વશીકરણ દ્વારા દર્દીઓને કઈ રીતે મુકત કરવા તેનો આછો પરિચય આપણે આ પ્રકરણમાં મેળવીશું.

### આઈસકેન્ડીમાં કાંદાના સ્વાદનું આરોપણ :

દાખલા તરીકે તમારા કોઇ સ્ત્રીદર્દીને આઈસફ્રૂટ કેન્ડી ખાવાનો બહુ શોખ છે. શિયાળા-ઉનાળા-ચોમાસા આ ત્રણેય ઋતુઓના ચક્કરમાં તે કેન્ડી ખાય છે. ૩૬૫ દિવસ કેન્ડી ખાવાનો તેને રોગ લાગુ પડયો છે. આ રોગમાંથી તેને બહાર આવવું છે. તમે તેને કઇ રીતે મદદરૂપ નીવડશો ?

 

એની એ જ છે, પણ તેના મોઢાનો સ્વાદ કાયમ માટે બદલાઈ ગયો છે. બાજુમાંની દુકાનમાંથી તેને જાતે કેન્ડી લાવવા કહેજો. પોતે આણેલી કેન્ડી ખાતા પણ તેને આ જ પ્રમાણેની લાગણી થશે. આથી તે પણ ફેંકી દેશે.

આમ તેના મગજમાં કેન્ડીના વિચાર સાથે કાંદાના સખત સ્વાદનો વિચાર પણ મજબૂત રીતે બેસી જશે. આમ પછી તમારી ગેરહાજરીમાં પણ, તમારાથી દૂર રહીને પણ તે કેન્ડી ખાવાનું દુઃસાહસ નહીં કરી શકે.

આ અસર બે–ત્રણ અઠવાડિયાં સુધી તો રહે છે. આ સમયનો ગાળો વીત્યા કેડે તેને ૫–૬ વાર આવી રીતે ટ્રીટમેન્ટ આપશો તો પછી તમારી એ ઓરિહદી કાયમ માટે કેન્ડી ખાવાનું ભૂલી જશે....કેન્ડી ખાવાનો વિચાર પણ તેના મનમા એક પ્રકારનો અસહ્ય ત્રાસ જન્માવશે.

તેને મૂળ સ્થિતિમા ફરીવાર લાવવી હોય અને તેના મનમાંથી કેન્ડી પ્રત્યેના અભાવ અને દુઃખની લાગણી દૂર કરવી હોય તો એ કામ પણ એટલું બધુ અઘરુ નથી. તેને ફરી વશીકરણની અમર નીચે સૂવાડી ધો અને કહો કે, 'હવે પછી કેન્ડી ખાશો ત્યારે તમને એ સ્વાદ પહેલાના જેવો જ લાગશે.'

આ વાત તેના માનવામાં અતિશય સહેલાઈથી આવશે નહિ એટલે આગ્રહપૂર્વક કેન્ડી ખવડાવી તેને સમજાવો કે હવે કેન્ડી એટલી બેસ્વાદ લાગતી નથી.

આ સાથે એને એ પણ સમજાવો કે ભવિષ્યમાં તે વધારે પડતી કેન્ડી ખાઈને તેની તબિયત જોખમમાં નહિ મૂકે....

## નખ કરડવાની ટેવ માટે વશીકરણ :

ઘણા લોકોને નખ કરડવાની બૂરી ટેવ હોય છે. ઘણા લોકો chain smokers હોય છે. એક સિગારેટ પૂરી કરે ત્યાર પહેલાં એમાંથી બીજી સળગાવે છે. આવી ભયંકર માત્રામાં સિગારેટ પીનારને પણ વશીકરણની મદદથી છોડાવી શકાય છે. ક્યારેક આવા દરદીઓને એવી ટેવમાંથી છોડાવવા માટે વધુ પુરુષાર્થ કરવો પડે છે–પણ આ કામ અશક્ય નથી.

વધુ પડતી સિગારેટ પીવાની ટેવ એટલી બધી વ્યાપક બની છે કે તેણે લોકોના સામૂહિક અને વ્યક્તિગત જીવનનો ભયંકર દાટ વાળ્યો છે. આયુષ્યનાં અમૂલ્ય વર્ષો ઓછાં કરતી, ફેફ્સાં નબળાં કરતી આ સિગારેટ પીવાની જડે ફેશનપરસ્તી તરીકે પણ ખૂબ વ્યાપક રીતે આપણા સમાજને ઘેરી લીધો છે. શહેરોમાં હવે નાના નાંના વિદ્યાર્થીઓ પણ સિગારેટ પીવા લાગે છે. તેમને એમ લાગે છે કે આથી અમારી પ્રતિભામાં વધારો થાય છે અને અમે ચલચિત્રના જાણીતા નટો જેટલા સોહામણા, કામણગારા લાગીએ છીએ–અને લોકો અમારા તરફ આકર્ષાય છે. સિગારેટની ટેવ જેટલા પ્રમાણમાં ઓછી કરવામાં આવશે, તેટલા પ્રમાણમાં શરીરની તંદુરસ્તીને લાભ થશે.

## સિગારેટની ટેવ છોડાવવા :

સિગારેટની પીવાની ખરાબ ટેવમાંથી તમારા દરદીને છોડાવવા માટે તમે તેને વશીકરણની મદદથી સૌ પ્રથમ ઊંઘમાં મૂકી દો. તે ઊંઘમાં હોય ત્યારે તેને સમજાવો કે, 'સિગારેટ તમારા શરીરને ખૂબ હાનિકારક છે. સતત ધૂમ્રપાન કરવાથી તમારાં ફેફસાં ઢીલાં પડે છે અને આયુષ્યનાં વર્ષો ટૂંકાય છે.

આ સાથે તેને એમ પણ કહો કે, 'આ ખરાબ ટેવમાંથી બહાર આવવા માટે તમારી સાચા અંતઃકરણની ઇચ્છા છે અને હું તમને એ નાગચૂડમાંથી બહાર આવવા માટે બનતી બધી જ મદદ કરવા તૈયાર છું'

તેને કહો : 'તમે જાગશો ત્યાર પછી તમને વધુવાર સિગારેટ પીવાની ઇચ્છા નહીં થાય. પણ હું તમને હજી એકવાર સિગારેટ પીવા આપીશ. આ સિગારેટ પીવાનો તમે ગમે તેટલો પ્રયત્ન કરશો તોપણ તમે તે નહિ પી શકો. એ સિગારેટમાંથી અતીશય તીવ્ર એવી ખરાબ ગંધ આવશે. તમે પીવા જશો તો બળતા રબ્બરનો ટુકડો તમારા મોંમાં મૂકયો હોય તેવી અનુભૂતિ તમને થશે. આ અસર એટલી બધી તીવ્ર હશે કે તમે પીવા જશો કે તરત તમને ખૂબ અસર થશે અને તમે ઉધરસ ખાવા લાગશો.

'તમારી આ લાગણી ભ્રમણા છે કે સત્ય વસ્તુ તેની તપાસ કરવા માટે તમે બીજીવાર પીવા જશો ત્યારે બળતા રબ્બર જેવી વાસ ફરી પાછી તમારા મોંમાં

પ્રવેશી જશે અને તમને આગળના કરતાં વધુ પ્રમાણમાં ઉધરસ આવશે. આ પછી તમને સિગારેટ પીવાનું મન થશે નહિ.'

તમારો દરદી ઊંઘમાંથી જાગે કે તરત તેને સિગારેટ આપજો. આની અસર તમે બરાબર વર્ણવી હતી તેવી જ થશે. આથી તે સિગારેટ પીવાની ટેવમાંથી બહાર આવશે. આ અસર થોડા દિવસો રહે છે, તેથી કરીને તમે થોડા થોડા દિવસના અંતરે ૫–૬ વાર આ રીતે તેને અનુભૂતિ કરાવશો તો તે સમૂળગો સિગારેટ પીતો બંધ થઈ જશે.

## સૂચનને આજ્ઞાબદ્ધ બનાવો :

તમારા સૂચનોને હુકમોનું સ્વરૂપ આપતાં પણ ડરો નહીં. તમે કોઈ ખરાબ ભાવનાથી તમારા દરદી ઉપર તમારી શક્તિઓ સ્થાપિત કરવા માગતા નથી. પરંતુ તમે તેના પોતાના અને બીજા સ્નેહીઓ અને મિત્રોના હિત માટે આ કામ કરી રહ્યા છો, તેથી આવી રીતે તમારું વર્ચસ્વ સ્થાપો તેમાં તમે કશું ખોટું કાર્ય નથી કરી રહ્યા, તેની ખાતરી રાખજો. સામાન્ય રીતે વિષયના મનમાંથી ખરાબ ટેવોનાં મૂળ ઉખેડવા માટેની આવી ટ્રીટમેન્ટ ૫–૬ વાર કરવામાં આવે તો તે પૂરતી થઈ પડે છે, તેવું અનુભવથી નક્કી કરી શકયું છે. અપવાદરૂપ સંજોગોમા ખૂબ ઊંડી જડ ઘાલીને બેઠેલી ટેવ કાઢવા માટે ૫–૬ વારથી પણ વધુવાર આ ટ્રીટમેન્ટ આપવી પડે છે.

## આશીર્વાદરૂપ સારવાર :

ઘણીવાર દરદીઓની સંકલ્પશક્તિ નબળી હોય છે.

અને પોતાની ટેવોની ખરાબ અસર જાણવા–સમજવા છતાં પણ જ્યારે એ ટેવોની પકડમાંથી બહાર આવી શકતા નથી ત્યારે આ પ્રકારની ટ્રીટમેન્ટ તેમને ખૂબ આશીર્વાદરૂપ બને છે. આવી ટ્રીટમેન્ટ આપનાર ડોકટર અથવા હિપ્નોટિસ્ટમાં જ્યારે શ્રદ્ધા બેસી ગઈ હોય છે ત્યારે આવી ટ્રીટમેન્ટ ખૂબ અકસીર નીવડે છે–સફળ નીવડે છે અને પાછળથી આવા દરદીઓ તેમના ડોકટરો અથવા હિપ્નોટિસ્ટોનો ખાસ આભાર માને છે–ઋણસ્વીકાર કરે છે.

**માથાના દુઃખાવાની સારવાર :**

નેવું ટકા માથાના દુઃખાવા માટે એમ સાબિત થયું છે કે, માણસના મગજ ઉપર જ્યારે બોજો હદ બહારનો વધી પડે છે ત્યારે માથાના દુઃખાવાની જલદ ફરિયાદ તે લોકો કરતા હોય છે. આવો બોજો હળવો કરવા માટે વશીકરણ ઘણું ઉપયોગી કામ કરે છે. વશીકરણની મદદથી માણસના મગજ ઉપરનું ભારણ ઉતારીને તેને ઊંઘમાં મૂકી શકાય છે. આથી જ્યારે ફરી જાગે ત્યારે તેનો માથાનો દુઃખાવો અદૃશ્ય થયેલો જોઈને ખૂબ આનંદ પામે છે. આવી ચમત્કારિક રીતે માથાનો દુઃખાવો ઉતારવાની શક્તિને પરિણામે કેટલાક સારા હિપ્નોટિસ્ટોને ઈનામો મળવા ઉપરાંત કાયમી સારી પ્રતિષ્ઠા પણ મળી છે.

માણસને કેટલીકવાર દારૂ પીવાની ટેવ પડી જાય છે. પછી માનસિક રીતે એ ટેવના ગુલામ થઈ જાય છે. આ ટેવમાંથી એવા માણસો બહાર આવી શકતા નથી. ઘણીવાર

માણુસોને દારૂ પીવા ન મળે તો માણુસો વાર્નિસ પણ પીએ છે. આવી રીતે વાર્નિસ પીવાના પરિણામે ઘણા માણુસો મરણ પામ્યા હોવાના દાખલાઓ આપણે વર્તમાનપત્રોમાં વાંચીએ છીએ. આમાં શરીર કરતાં મનની માની લીધેલી જરૂરિયાત દારૂ પીવા માટે તેમને ફરજ પાડવામાં અગ્રગણ્ય ભાગ ભજવે છે.

## દારૂના વ્યસનમાંથી મુક્તિ :

અમુક ચોક્કસ સમય થતાં માણુસને દારૂ પીવાની સખત તલપ લાગે છે. બધું કામકાજ છોડીને, માણુસ દારૂ મળતો હોય તે જગ્યા તરફ જવા માટે ચાહના રાખે છે. આ મનની ગુલામી છે. તેને પોતાનું શરીર ભારે લાગે છે માથામા શૂળ ઊપડે છે. હાથ-પગ તૂટતા લાગે છે. આ બધાનું મૂળ કારણુ એ છે કે તેણે પોતાના મનની માની લીધું છે કે મને દારૂ પીવાની સખત જરૂર છે. આવી મનની નબળાઈમાંથી માણુસને બહાર લાવવા અને તેને દારૂની લતમાંથી છોડાવવા માટે ઘટતુ કરવા વશીકરણ ઉપયોગી કામગીરી બજાવે છે. વશીકરણુની મદદથી આપણે દરદીઓને કેન્ડી ખાતા અથવા તો સિગારેટ પીતા જે રીતે બંધ કરી શકીએ છીએ તેવી જ રીતે વશીકરણુની મદદથી માણુસને બદીમાથી છોડાવી શકીશ છીએ તે વસ્તુ પુરવાર કરતા ઘણા દાખલાઓ જોવા મળ્યા છે. હા ! એ વાત ચોક્કસ છે કે માણુસના જીવનમાં દારૂની લત જ્યારે ઊંડું ઘર ઘાલીને બેઠી હોય છે ત્યારે તે લત છોડાવવા સારો એવો સમય લાગે છે. પણ ધીરજથી આ લત પણ

છોડાવી શકાય છે, તેમાં કોઈ પણ પ્રકારની શંકાને સ્થાન નથી.

## ઊંઘની ગોળીમાંથી ઉગારો :

ઘણા લોકોને વધારે પડતો માનસિક શ્રમ કરવો પડતો હોય છે, ત્યારે તે લોકો 'સ્લીપિંગ પિલ્સ' લે છે. આ ગોળીઓ અમુક પ્રમાણમાં લેવામાં આવે ત્યારે વાંધો આવતો નથી, પરંતુ અમુક મર્યાદાની બહાર લેવામાં આવે છે, ત્યારે તેની આવી ગોળીઓ લેનારનાં મન અને શરીર ઉપર ઘણી જ માઠી અસરો થાય છે. પરંતુ કમનસીબી એ છે કે આ ગોળીઓ એકવાર લેવાની શરૂ કરી, ત્યાર પછી તેના પંજામાંથી બહાર આવી શકાતું નથી. આમાં રહેલાં ભયસ્થાનો જાણવા છતાં પણ લોકો આ ગોળીઓ લેતા અટકતા નથી

માણસની આ ઇચ્છા હોય કે, 'મારે આ ગોળીઓ લેતા અટકવું છે.' તો એ ઇચ્છાને વેગ આપવા અને ટેવમાથી બહાર લાવવા માટે હિપ્નોટિસ્ટ તેને સારી એવી મદદ કરી છે. 'How to sleep without pills' (ગોળીઓ લીધા વગર કઈ રીતે નિદ્રા મેળવવી ?) એવા મથાળા નીચે અંગ્રેજી સાહિત્યમા એક પુસ્તક પણ પ્રકાશિત કરવામાં આવ્યું છે. જે વાંચકોને સારી રીતે ઊંઘ ન આવતી હોય તે નિયમિત રીતે સારી ઊંઘ લાવવા માટે એ પુસ્તક વાંચે તેવી અમારી ખાસ ભલામણ છે. વિષયને ઊંઘાડવાનો પ્રયોગ આગળ અપાઈ ગયો છે.

આ પ્રકારે નિદ્રા લાવવા માટે ગોળીઓ જેમને વધારે પ્રમાણમાં લેવાની ટેવ હોય તેવા દરદીઓને વશીકરણની મદદથી આ ટેવ દૂર કરવામાં બહુ મૂલ્ય એવી સેવાઓ આપી શકાય છે.

## પથારીમાં પેશાબ :

નાનકડા બાળકોને ઘણીવાર પથારીમાં પેશાબ કરવાની ટેવ હોય છે. આવી ટેવથી મોટેરાઓ ઘણીવાર તેના ઉપર ખિજાઈને તેને શિક્ષા કરતા હોય છે. આથી ઊલટી એ ટેવ નીકળવાને બદલે પ્રમાણમાં ઊંડું ઘર ઘાલી બેસે છે. આવાં બાળકોને એ ટેવમાંથી બહાર લાવવા માટે સારા હિપ્નોટિસ્ટ પાસે લઈ જઈ શકાય.

હિપ્નોટિસ્ટે ખૂબ શાંત ખંડમાં બાળકને પ્રથમ સુવાડી દેવું. પછી અડધો–પોણો કલાક થઈ જવા દેવો. બાળક બરાબર ઊંઘી ગયું છે એમ લાગે એટલે શાંતિથી તેના બિછાના પાસે આવી હિપ્નોટિસ્ટે બેસવું. તેની સાથે શાંતિથી ધીમા સ્વરમાં વાત કરવી. વૈજ્ઞાનિક પદ્ધતિએ સૂતેલા બાળકને શિક્ષણ આપી શકાય છે, તેવી શોધ હાલમાં કરવામાં આવી છે. Education while the child is sleeping એ વિષય ઉપર ઘણા પ્રયોગો શિક્ષણક્ષેત્રે કરવામાં આવે છે.

'ભાઈ....(અથવા બહેન અથવા બાળકનું નામ લેવું.) તને જ્યારે બાથરૂમમાં જવાની ઇચ્છા થશે ત્યારે તું

તારી મેળે જ જાગી જઈશ. તને જગાડવાની જરૂર નહીં પડે તું પેશાબ કરીને આવીશ ત્યારે તરત જ પહેલાંની માફક નિંદરમાં આવી જઈશ.

ભીની પથારીમાં સૂઈ રહેવાથી તને શરદી થઈ જાય એટલે કોઈ દિવસ પથારીમાં પેશાબ કરવો ન જોઈએ. વળી તું પથારીમાં પેશાબ કરે છે તેથી તારા પપ્પા અને મમ્મી તારા ઉપર ચીડાય છે. તારા માટે સારાં કપડાં કે ખાવા-પીવાનું લાવવાનું તેમને મન થતું નથી. આથી તને જ નુકસાન થાય ને?

તને ખબર પડે છે કે બાથરૂમમાં પેશાબ કરવા જવાય.

તને ખબર છે કે ગાદલામાં પેશાબ કરીએ તો બધા ઠપકો આપે.

તું બાથરૂમમાં જ પેશાબ કરવા જશે.

તારા પપ્પા અને મમ્મી તારા માટે સારી સારી વસ્તુઓ ખાવા-પીવાની લાવશે. તને બહુ મજા પડશે હોં! તું હવે બાથરૂમમાં જ પેશાબ કરવા જઈશ.'

આમ બાલસુલભ ભાષામાં વાતો કરીને બાળકોને પણ ખરાબ ટેવોમાથી છોડાવી શકો નાનકડાં બાળકોને નખ કરડવાની બૂરી ટેવ હોય છે. આ ટેવમાંથી છોડાવવા માટે પણ વશીકરણની પદ્ધતિઓનો ખૂબ સરસ ઉપયોગ થઈ શકે છે.

મોટા માણસમાં પણ વશીકરણના સૂચન દ્વારા ગમે

ત્યાં અને ગમે ત્યારે પેશાબ કરવાની ઇચ્છા હિપ્નોટિસ્ટ જન્માવી શકે છે તો નાનાં બાળકોને પણ પથારીમાં પેશાબ ન કરવાનું સૂચન હિપ્નોટિસ્ટ કરે અને તેની કુટેવ ટળી જાય તે સ્વાભાવિક છે. હિપ્નોટિસ્ટ મેક્સ કોલી મેક્ષકોમાંના એકને વશીકરણવિદ્યાની અસર નીચે લાવીને સૂચન કરે છે કે : 'તું નાનું બાળક છે. તારી મમ્મી બહાર ગઈ છે અને તને પેશાબ લાગી છે અને 'મમ્મી, આઈ વોન્ટ ટુ ફી ફી' કરીને તું મોટેથી રડયા કરે છે'– આટલું સૂચન થતાં વિષય નાના બાળકની માફક રડતાં રડતાં પેશાબ કરવાની ઈંતેજારી બતાવે છે.

(જુઓ ચિત્ર પાન ૧૨૬ ઉપર)

આમ વશીકરણની ઉપયોગિતા જીવનમાં ઘણી જ છે. કોઈ પણ જડ ઘાલી બેઠેલી ટેવ છોડાવવા માટે વશીકરણ ખૂબ મદદ કરે છે.

આથી જે લોકો વશીકરણને અયોગ્ય વિદ્યા ગણે છે તે લોકો અજ્ઞાનમાંથી બહાર આવશે અને વશીકરણની શક્તિઓનો ઉપયોગ સારા માર્ગે સ્વીકારવા કટિબદ્ધ થશે.

---

## મમ્મી, આઇ વોન્ટ ટુ ફી ફી



પેશાબ કરવા જવા માટે નાનુ બાળક પોતાની મમ્મીને યાદ કરી રડે તે રીતે એક મોટા પ્રેક્ષકને બાળક જેવું બનાવી હિપ્નોટિસ્ટ મેકસ ડોલી રડાવે છે.

## પ્રકરણ : ૧૨

# હિપ્નોટિસ્ટની માયાજાળ



### વશીકરણ દ્વારા પૂર્વજન્મની યાદ :

વશીકરણ વિદ્યા દ્વારા માનવીને તેના પૂર્વજન્મની પણ યાદ આપી શકાય છે અને આ રીતે તેની યાદશક્તિને તેના જન્મ પહેલાંના ભૂતકાળમાં લઈ જવાય છે.

પૂર્વજન્મની વાત જ્યોતિષવિદ્યાને આધારે ઘણા કરતા હોય છે. તેમ જ યોગવિદ્યા થકી પણ પૂર્વજન્મનો ઇતિહાસ જાણી શકાય છે. તેનાં ઘણાં દૃષ્ટાન્તો આપણા ભાગવત પુરાણમાં અપાયાં છે.

જાણીતા હિપ્નોટિસ્ટ મેકસ કોલી પોતાના વિષયને વશીકરણવિદ્યાની અસર નીચે લાવીને તેને એવું સૂચન કરે છે કે : 'હવે પછી તમો તમારા પૂર્વજન્મની હકીકત મને કહેશો'(Now you will tell me rememberance of your past life).

આ સૂચન અવારનવાર કરવામાં આવે છે. આ સમયે વિષય જાણે કે વધુ ને વધુ ઊંડો ઊતરતો જાય છે.

## રીમેમ્બરન્સ ઓફ પાસ્ટ લાઈફ



હિપ્નોટિસ્ટ મેકસ હોલી વિષયને તેના પૂર્વજન્મની યાદ આપાવે છે જેમા રેલવે તથા ટેલિફોન શુંગ પડેલા તે છોકરા તરીકે કયા જન્મી હતી તે કહે છે.

એને એવું લાગે છે કે તેણે વર્તમાન વીસરી જઈને ભૂતકાળમાં ભુસકો માર્યો છે. આવી સ્થિતિ સર્જવામાં હિપ્નોટિસ્ટનાં અવારનવાર થતાં સૂચનો અગત્યનો ભાગ ભજવે છે. આવા એક પ્રયોગમાં વિધેય બનેલી એક કન્યા પોતાના પૂર્વજન્મની નાની મોટી વાતો કહે છે. તેમાં તે પુત્ર તરીકે કયા પ્રદેશમાં કોને ત્યાં જન્મી હતી તેની વર્ષો જૂની યાદના સંસ્મરણો તે કહે છે. જેનાથી તે રેલવે તથા ટેલિફોન યુગ શરૂ થયો તે પહેલાં છોકરા તરીકે જન્મી હતી, તેની તારવણી કરવામાં આવે છે.

આવા પ્રયોગ ખૂબ જ deep subject એટલે કે આંતરમુખ થઈ શકતા હોય તેવા વિધેય ઉપર જ કરી શકાય છે. (જુઓ ચિત્ર પાન ૧૨૮ પર. આ ચિત્રમાં હિપ્નોટિસ્ટ કટકે કટકે પૂર્વજન્મની વાતો કરાવે છે)

### યાદશક્તિને વશીકરણ દ્વારા ગુમ કરવી:

જેવી રીતે વશીકરણવિદ્યા દ્વારા પૂર્વજન્મની યાદ કરાવી શકાય છે, તે જ રીતે વશીકરણ થકી વર્તમાન જીવનની યાદને નષ્ટ પણ કરી શકાય છે. Loss of memory નામના પ્રયોગમાં હિપ્નોટિસ્ટ મેકસ કોલી વિધેયની યાદશક્તિ નાબૂદ કરીને તેને એવી સ્થિતિમાં મૂકે છે કે તે પોતાનું નામ સુદ્ધાં યાદ કરી શકતો નથી.

આવી સ્થિતિમાં મુકાયેલો બીજો એક વિધેય માનસિક શૂન્યાવસ્થામાં હસતો જ રહે છે.

આ સ્થિતિમાંથી મુક્ત કરવા માટે જ્યારે હિપ્નોટિસ્ટ

લાસ ઓફ મેમરી



હિપ્નોટિસ્ટના સૂચન થકી પોતાનું નામ સુદ્ધાં માધ્યમ વીસરી જાય છે અને બીજો માધ્યમ હસ્યા કરે છે

એવું સૂચન કરે છે કે, 'your memory has come–now you will be able of remember everything–હવે તમારી યાદદાસ્ત પાછી આવી છે ને તમો હવે પછી બધું યાદ કરી શકશો–આટલા સૂચન પછી જ વિષેય નોરમલ સ્થિતિમા આવે છે (જુઓ ચિત્ર પાન ૧૩૦ પર.)

## નિદ્રાધીન વિષેય :

વળી હિપ્નોટિસ્ટે નિદ્રાવસ્થામાં મૂકેલા વિષેયને બીજા કોઈથી પણ જગાડી શકાતો નથી. હિપ્નોટિસ્ટ મેકસ કોલીએ કરેલા અમૂકપ્રયોગ વખતે નિદ્રાવસ્થામા પડેલા આવા એક વિષેયને જગાડવા માટે થિયેટરમાથી સ્ટેજ ઉપર અનેક પ્રેક્ષકોને બોલાવવામા આવ્યા હતા. તેમાના એક પ્રેક્ષક તરીકે જાણીતા નટ દિલીપકુમાર પણ વિષેયને જગાડવા ખૂબ યત્નો કર્યા, પરંતુ જગાડી શક્યા નહિ. અને હિપ્નોટિસ્ટ મેકસ કોલી તેના માથાના ભાગનો સ્પર્શ કરી વિષેયને જાગવાનું (wake up) સૂચન કરી રહ્યા છે. અને વિષેય તુરત જાગે છે. (જુઓ ચિત્ર પાન ૧૩૨ પર)

આમ વશીકરણવિદ્યાની અજમાયશ કરનાર જ એનું વારણ કરી શકે છે.

એક જાદુગર જે પ્રકારની માયાજાળ રચે છે તે જ પ્રકારની માયાજાળ (illusion) વશીકરણવિદ્યા દ્વારા રચી શકાય છે.

## વશીકરણની માયાજાળ :

## વેઈક અપ, બોય! વેઈક અપ!



હિપ્નોટિસ્ટ મેક્સ હોલી થકી સુષુપ્તાવસ્થામાં પડેલ વિપિનને જગાડવા માટે દિલીપકુમારે ખૂબ જ પ્રયાસ કર્યો પણ ન જગાડી શક્યા તેને હિપ્નોટિસ્ટ 'વેઈક અપ' કહીને જગાડે છે.

બેસો કે પેન્સિલ હોય તેને સિગારેટ માની બેસો તેવું પણ બને છે. વશીકરણની અસર નીચે લાવ્યા બાદ હિપ્નોટિસ્ટ એકસ કોલી વિષયના હાથમાં રૂમાલ આપીને કહે છે કે, આ સુંદર એવું કબૂતર છે. વિષય તે માની લે છે, તને પંપાળે છે અને જ્યારે કબૂતર હાથમાંથી ઊડી ગયું છે તેમ હિપ્નોટિસ્ટ કહે છે ત્યારે વિષયને કબૂતરના ઊડવાનો પણ ભાસ થાય છે (જુઓ નીચેનુ ચિત્ર)

પી જી એ ન ઇ ન ચો ર હે ન્ડ



હિપ્નોટિસ્ટના સૂચન મુજબ હાથમાના રૂમાલને
કબૂતર માની પંપાળે છે.

નંબર ટુ એન્ડ થ્રી! લાયન બીહાઇન્ડ યુ!



આ પ્રયોગમાં બે તથા ત્રણ વિષયોને 'તમારી પાછળ સિંહ ગર્જે છે' નું સૂચન કરવાથી તેઓ ઊછળી પડે છે.

આ પ્રકારે એક વસ્તુને બીજી વસ્તુ માની લેવાના અનેક પ્રયોગો આ વિદ્યા દ્વારા સાધ્ય કરી શકાય છે.

## વશીકરણ દ્વારા ભય :

વશીકરણવિદ્યા દ્વારા થતા ભયજનક સૂચનો પણ અગત્યનો ભાગ ભજવે છે વળી સમૂહમા આવેલી ૪ થી ૫ વ્યક્તિઓમાથી હિપ્નોટિસ્ટ ઇચ્છે એ જ વ્યક્તિને ભય વ્યાપે અને બીજાને ન વ્યાપે તેવુ પણ બને છે

એકીસાથે બેઠેલા ૪ વિષયોમાથી બીજા અને ત્રીજા વિષયને વશીકરણની અસર નીચે લાવીને કહેવામા આવે છે કે 'તમારી પાછળ સિંહ પડયો છે અને તે હમણાં જ તમને ખાઈ જશે અને ગાયબ કરી જશે' આટલું સૂચન કરી હિપ્નોટિસ્ટ મોઢામ ઢાલી સિંહની ગર્જના જેવો અવાજ કરે છે અને એક સ્ત્રી વિષય– બચાવો ..બચાવો'ની બૂમાબૂમ કરી મૂકે છે અને પુરુષ વિષય સિંહથી બચાવવા માટે ખુરશીમાથી અદ્ધર ઊછળી પડે છે. (જુઓ ચિત્ર પાન ૧૩૪ પર

## હિપ્નોટિસ્ટ ધારે તેવા તમને બનાવી દે :

વિષય બનનાર ચાહે બેંકમેનેજર હોય કે પ્રિન્સિપાલ હોય કે ડૉક્ટર હોય, પરતુ જ્યારે તે હિપ્નોટિસ્ટના વશીકરણની અસર નીચે આવી જાય છે ત્યારે તેને સૂચન કરવામા આવે કે, તમો હજામ છો કે બૂટપોલિશવાળા છો, તો આ સૂચનને વિષય તરત સાચું માની લે છે અને તે મુજબ વર્તવા લાગે છે.

સ્યુગર-કેઇન જ્યુસ શૉપ



જોરપૂર્વક શેરડીનો રસ કાઢતા વિષયો. 'સ્ટૉપ' કહેતાં તુરત જ જેમના તેમ અટકી જાય છે

પિકનિક પર ગયેલી એક મિત્રોની ટુકડીને હિપ્નોટિસ્ટ તરફથી એવું સૂચન કરવામાં આવે છે કે, 'તમો શેરડીના રસવાળાની દુકાન પાસે આવ્યા છો અને દુકાનદાર નથી; તેથી તમો બધા તમારે હાથે શેરડીનો રસ કાઢવા લાગો છો અને રસ કાઢવાનો સંચો આમતેમ ઘુમાવી રહ્યા છો. પરંતુ દુકાનદાર આવતાં હું તમોને સ્ટોપનું સૂચન કરીશ અને તમો બધા જે સ્થિતિમાં હશો ત્યાં જ અટકી જશો.' આટલું કહીને હિપ્નોટિસ્ટ સૂચન કરે છે કે, 'અટકી જાઓ, દુકાનદાર આવી પહોંચ્યો છે.'

અને બધા વિષયો જેમની તેમ સ્થિતિમાં હાથ અદ્ધર રાખે છે તે જેમના તેમ અટકી જાય છે. (જુઓ ચિત્ર પાન ૧૩૬ પર)

## અજાગ્રત મન પર હિપ્નોટિસ્ટનો અંકુશ :

આ રીતે અજાગ્રત બનેલા એવા સુષુપ્ત મન (subconcious mind) ઉપર અંકુશ મેળવીને એક હિપ્નોટિસ્ટ માનવદેહના એકેએક અવયવ પાસેથી પોતાનું ધાર્યું કામ કરાવી શકે છે. વળી હિપ્નોટિસ્ટે વિષયના કરેલા સૂચનનું મારણ કે વારણ બીજા કોઈથી પણ થઈ શકતું નથી, તે નીચેના પ્રયોગથી સમજાશે.

સમૂહમા આવેલા વિષયોને પોતાના વશીકરણથી અસર નીચે લીધા પછી હિપ્નોટિસ્ટ મેકસ કોલી સૂચન દ્વારા આજ્ઞા કરે છે કે, 'તમારા હાથ ઊંચા કરો અને જીભ બહાર કાઢો.' (hands up and toungue out) (જુઓ ચિત્ર પાન ૧૩૮)

હેન્ડઝ અપ એન્ડ ટંગ આઉટ



હાથ ઊંચા થઈ શકતા નથી જીભ અંદર જઈ શકતી નથી

આ રીતે બધા હાથ ઊંચા કરી જીભ બહાર કાઢે છે. તરત જ હિપ્નોટિસ્ટ બીજું સૂચન કરે છે કે, 'જ્યાં સુધી હું ન જણાવું ત્યાં સુધી તમે તમારા હાથ નીચા લઈ શકશો નહિ કે જીભ અંદર લઈ શકશો નહિ.' ત્યાર બાદ વિષયો અનેક પ્રયાસ કરે છે. સમૂહમાંથી પ્રેક્ષકો આવીને હાથ નીચા કરાવવા કે જીભ અંદર લેવા તનતોડ યત્નો કરે છે, પરંતુ કોઈ કાંઈ કરી શકતું નથી. ઘણા સમય બાદ જ્યારે હિપ્નોટિસ્ટ કહે છે કે, 'તમો હવે સામાન્ય સ્થિતિમાં આવી ગયા છો; તો હાથ નીચા કરો અને જીભ અંદર લો. ( Now you are normal B keep your hands down and take your toungue inside).

આ પ્રકારના બધા પ્રયોગો એક બાબતની પ્રતીતિ જરૂર કરાવે છે કે, સામાન્ય શક્તિ ધરાવનાર ઉપર અસામાન્ય શક્તિ ધરાવનાર વિશિષ્ટ વ્યક્તિ પોતાનું વર્ચસ્વ સ્થાપી શકે છે. અને વશીકરણવિદ્યા એ પણ એવી એક અસામાન્ય વિદ્યા જ છે.

### પ્રેમગીતો ગવડાવવાનો પ્રયોગ (સિંગિંગ લવ-સોંગ) :

વશીકરણવિદ્યાના આવરણ નીચે આવી ગયેલા પુરુષ-વિષયોને હિપ્નોટિસ્ટ મેકસ કોલી તરફથી સૂચન કરવામાં આવે છે કે, તમારી સામે બેઠેલી સુંદર છોકરીઓ તમારી પ્રિયતમા છે અને તમો બધા તેમને રીઝવવા માટે મનગમતાં પ્રણય-ગીતો ગાઇ રહ્યા છો. આવા સૂચન બાદ બધા પુરુષ વિષયો સુંદર સ્ત્રીઓના પગ પાસે બેસીને

તેમને ખુશ કરવા જુદા જુદા આલાપમાં પ્રેમગીતો ગાવા માંડે છે. આ બધાયને ફરી વખત 'ગાવાનું બંધ કરો' (સ્ટોપ સિંગિંગ)નું સૂચન હિપ્નોટિસ્ટ તરફથી મળતાં બધાય ગાતાં અટકી જાય છે અને ત્યારબાદ 'યુ આર નોરમલ' એટલે કે તમો હતા તેવા જ બની ગયા છો—તેવું સૂચન મળતાં બધા ભાનમાં આવે છે તે સમયે તેમને પૂછવામાં આવે છે કે, આ છોકરીઓના પગ પાસે બેસીને તેઓ શું કરતા હતા? તેના જવાબમાં તેઓ બધા કહે છે કે, 'અમો કંઈ જ જાણતા નથી.'







## પ્રકરણ : ૧૩

# વેચાણકલા અને વશીકરણ



વેચાણકલા ઘણી આગળ વધી ગઈ છે. માત્ર જરૂરનો જ માલ પૂરો પાડવો તેવું લક્ષ્યાંક આજની વેચાણકલા માટે પૂરતું નથી....

વેચાણકલા એક કદમ આગળ વધે છે. ભવિષ્યમાં માણસને પોતાનાં સુખ અને સગવડ વધારવા માટે ખાસ કરીને કઈ વસ્તુઓની જરૂર પડે તેના ઉપર ઉત્પાદકો પોતાની નજરનાં નિશાન ગોઠવે છે.

ઉત્પાદકો માલ તો બનાવે પણ વેચાણકારો-સેલ્સમેનો જો એ માલ વેચી ન શકે તો-તો માલનાં ગોદામો ભરાય જાય. માલનાં નાણાં ન આવે... ઉત્પાદકો કામ ન કરી શકે. આથી સદાસર્વદા માલ વેચતા રહેવાની એક અનિવાર્ય જરૂરિયાત ઉપર આપણે આવીને ઊભા છીએ.... આ અનિવાર્ય જરૂરિયાત પૂરી પાડવા વેચાણકારો પોતાનાથી બનતો બધો શ્રમ ઉઠાવે છે. એ લોકો બુદ્ધિયુક્ત-કામગીરી બજાવી, ગ્રાહકોને માલ વેચે છે અને માલનું

રૂપાંતર નાણામાં અને નફામાં ખૂબ સારી રીતે કરે છે. આ રૂપાંતર કરવાનું કામ સેલ્સમેનો માટે અઘરું છે. સારી પેઠે અઘરું છે.

## વેચાણ માટે વશીકરણ :

વેચાણના અઘરા કાર્યમાં સેલ્સમેનોને વશીકરણની સાધના સારી એવી મદદ કરી શકે છે. સેલ્સમેન આ વિષયનો અભ્યાસ કરે તો માનવનાં મન કઈ રીતે કામ કરે છે તેનો પાકો ખ્યાલ તેને આવી શકે. માણસો ઘણીવાર બુદ્ધિથી નિર્ણય નથી લેતા, પરંતુ લાગણીઓથી નિર્ણય લે છે. આ લાગણીઓ કેવા પ્રકારની હોય છે? તથા આ લાગણીઓને સુષુપ્ત દશામાંથી કઈ રીતે ઉત્તેજિત કરવી તેનો ખ્યાલ વેચાણકારને ભલીભાતે આવી શકે છે. માણસોને કલાત્મક રીતે સૂચનો કરવામાં આવે તો માણસો ગમે તેવો મોંઘો માલ ખરીદે છે. આ સૂચનો કઈ રીતે કરવા અને કઇ રીતે વધારે અને વધારે માલ વેચવાના આગળના સર્વોચ્ચ આંક કઈ રીતે તોડવા તેનો ખ્યાલ મેળવવા માટે પણ સેલ્સમેનોએ વશીકરણનો અભ્યાસ કરવો જ રહ્યો.

## ગ્રાહકના વિચાર પર અંકુશ :

કોઈપણ સેલ્સમેને પ્રથમ સફળતા મેળવવા માટે સૌ પ્રથમ પોતાની લાગણીઓનું પૃથક્કરણ કરવું પડે છે. ત્યાર પછી તેણે બીજાની લાગણીઓનું પૃથક્કરણ કરવાનું હોય છે. માણસ જો પોતાની જાત ઉપર જ સંપૂર્ણ કાબૂ ધરાવી ના શકતો હોય તો બીજાઓ ઉપર કાબુ ધરાવવાની વાત તો સાવ બાજુ ઉપર જ રહી જાય છે. વેચાણકલામાં સેલ્સમેનોએ

પોતાના ગ્રાહકોના વિચારો ઉપર કાબૂ મેળવવાનો હોય છે. પોતાના સંભાવિત ગ્રાહકોના વિચાર પોતાના માલ તરફ વાળવાના છે. તેમના મનમાં માલ વાપરવાની જિજ્ઞાસા ઊભી કરવાની છે. જિજ્ઞાસા ઉત્પન્ન કરી માલ સારી રીતે બતાવવાનો છે. માલ સારી રીતે બતાવીને લાગણીઓ જ્યારે પરાકાષ્ઠા ઉપર પહોંચે ત્યારે ગ્રાહક પાસેથી ઓર્ડર મેળવવાનો હોય છે. ઓર્ડર મેળવ્યા બાદ પણ ગ્રાહકને પૂરેપૂરો સંતોષ થયો છે કે કેમ તે વેચાણકારે તપાસવાનું હોય છે.

જો ગ્રાહકને પૂરેપૂરો સંતોષ ન થયો હોય તો ગ્રાહક બીજીવાર માલ ન ખરીદે. વળી પોતાને થયેલા અસંતોષની વાત પોતાનાં વર્તુળોમાં કરે તો એ વર્તુળોમાથી પણ ઓર્ડરો મળતા અટકે. આથી જ કહેવાય છે કે, 'A dissatisfied customer constitutes very bad advertisement.'

ટૂંકમાં કહીએ તો વેચાણના અને વેચાણ પછીના તબક્કાઓ પણ સેલ્સમેને ગ્રાહક ઉપરથી પોતાનો કાબૂ ગુમાવવાનો હોતો નથી. આ કાબૂ કઈ રીતે ખૂબ મજબૂત બનાવવો, તેનાં સંખ્યાબંધ સૂચનો વશીકરણના અભ્યાસમાંથી મળે છે:

વેચાણકાર પાસે માત્ર તેના બજારનું અને માલનું જ્ઞાન હોય તેટલું પૂરતું નથી હોતું. આથી આગળ વધીને વેચાણકાર પાસે આશાવાદનું અખૂટ પાથેય હોવું ઘટે. આ ઉપરાંત એકાગ્રપણે કોઈ પણ પરિસ્થિતિ પર વિચાર કરીને, એ પરિસ્થિતિમાં શું નિર્ણય કરવો તે વસ્તુ વિનાવિલંબે

નક્કી કરવાની હોય છે. આ સાથે તેનામાં આત્મવિશ્વાસ હોવો ઘટે.

## વશીકરણ માટે આત્મવિશ્વાસ :

જે વેચાણકારમાં આત્મવિશ્વાસનો અભાવ હોય છે તે વેચાણકાર પાંચ કે છ જગ્યાએ માલ વેચવા માટે જાય તેટલામાં શારીરિક અને માનસિક રીતે ભાંગી પડે છે. આથી દિવસના ગાળામાં બહુ થોડું કામ કરી શકે છે. તેથી તેમને થોડુંક જ કમિશન મળે છે, પણ બીજા કેટલાક વેચાણકારોમાં ખૂબ જ આત્મવિશ્વાસ હોય છે કે તેઓ ઘણું કામ કરી શકે છે.

આ વસ્તુ આત્મવિશ્વાસ ધરાવતા વેચાણકારોના ખ્યાલમાં જ છે કે થોડોક આરામ લઈને, તે લોકો બમણી ગતિથી કામ કરી શકશે. આરામ કઈ રીતે લેવો–પોતાની જાતને કઈ રીતે relax કરવી તેનું જ્ઞાન તેમને વશીકરણમાંથી મળે છે. સારો હિપ્નોટિસ્ટ કામ કરતાં થાકી જાય છે ત્યારે જે રીતે તે આરામ લે છે, તે રીતે સારો વેચાણકાર થાકી જાય છે ત્યારે આરામ કરી શકે છે. પોતાની વેચાણ કરવાની શક્તિઓ બમણી અથવા ચારગણી કરીને કંપની માટે વધારે ઓર્ડરો મેળવે છે. આમાં તેનો પોતાનો પણ ફાયદો રહેલો છે. કારણ જ્યારે તે વધારે ઓર્ડરો મૂકે છે ત્યારે એટલા પ્રમાણમાં તેને વધુ કમિશન મળે છે. આમ વશીકરણનું જ્ઞાન વેચાણકારોને તેમની આવક વધારવાના કાર્યમાં પણ મદદરૂ

આવક વધારવા સાથે પણ વેચાણકાર પોતાની શક્તિઓ જાળવી શકે છે અને ઉત્સાહપૂર્વક જીવન જીવી શકે છે. આ સિદ્ધિ પણ કાંઈ નાની એવી સિદ્ધિ નથી. આ સિદ્ધિ મેળવવા માટે દરેક સેલ્સમેને વશીકરણવિદ્યાની આરાધના કરવી જરૂરી છે.

## વિરોધી વાતાવરણનો સામનો :

ઘણીવાર વધારે પડતો વરસાદ વરસતો હોય ત્યારે સેલ્સમેનને પોતાની હોટેલ અથવા ઘરમાંથી બહાર નીકળવાની વૃત્તિ થતી નથી. પોતાની માંદલી વૃત્તિનો બચાવ કરવા માટે તે નીચે પ્રમાણેની દલીલ પોતાના મન સાથે કરે છે:

'આ દિવસ જ ખરાબ છે. મારા ગ્રાહકોને મળવા જઈશ તોપણ એ લોકો ઓર્ડર આપવાના મૂડમાં નહિ હોય. તેમની ના સાંભળવા મળે તેમ હોય, અને માલનો ઓર્ડર જો ન મળે તો પછી બહાર જવાનો શો અર્થ ભલા?

વળી વરસતા વરસાદમાં મારાં કપડાં ભીના થઈ જશે, મારાં કપડાંને કાદવ લાગશે. તેથી મારા ગ્રાહકોનાં મન ઉપર હું સારી છાપ પણ નહીં ઉપસાવી શકું.

કદાચ મને શરદી થઈ જશે તો વરસાદ રહી ગયા પછી ટાઢોડું થશે ત્યારે પણ મારા ગ્રાહકોને મળવા હું નહિ જઈ શકું'

આવા માંદલા વિચારવાળો સેલ્સમેન બહાર નીકળતો નથી, તેના સીધા પરિણામરૂપે તે પોતાના ઘણા ઓર્ડરો

ગુમાવે છે અને તેનાથી તેની આવક પણ પ્રમાણમાં ઘણી ઓછી થાય છે. આ પ્રકારના વિચાર કરવાનું નકારાત્મક કાર્ય ક્યારેય પણ લાભકારક હોતુ નથી આ વાત વશીકરણના અભ્યાસ દ્વારા આપણને સરળ રીતે સમજાય છે.

વશીકરણનો અભ્યાસ કરી ચૂકેલ સેલ્સમેન આવા નકારાત્મક વિચારોના જાળામાં પોતાની જાતને કેદ કરી રાખતો નથી પોતાની જાતને ઉપર લાવવા, પોતાની આવક વધારવા, પોતે સુખી થવા અને બીજાને સુખી થવા માટે જીવન ઉપર હકારાત્મક વિચારો જ–Positive thoughts કરે છે

આની સામી બાજુ ઉપર જઇને આત્મવિશ્વાસ ધરાવતો સેલ્સમેન વરસતા વરસાદ માટે આ પ્રમાણે વિચારે છે :

'આજે વરસાદ પડે છે એટલે લગભગ બધા જ ગ્રાહકો પોતાની દુકાનો અથવા ઘર છોડીને બહાર જવાનું પસદ નહી કરે આ વસ્તુ મારા લાભમા રહેશે બીજું, હચુડચુ મનવાળા સેલ્સમેનો આજે હોટેલમા બેસીને વાર્તાની ચોપડીઓ વાચશે અથવા કોઈ રમત રમશે. આના સીધા પરિણામે મને મારા ગ્રાહકો વધારે સમય આપશે મારી વાત વધારે સારી રીતે ઝીણવટપૂર્વક સાભળશે .

મારા ગ્રાહકો મારા ઉપર ખુશ થશે, કારણ કે તેમને ખ્યાલ આવશે કે મારા મનમા તેમને વધુ ઉપયોગી નીવડવાની મનીષા ઘર કરી બેઠી છે. મારા કપડા તરફ તે લોકો આ ઋતુમાં વધુ ધ્યાન નહી આપે. તે લોકો આ વસ્તુ સારી રીતે સમજી શકશે કે વરસતા વરસાદમા

મારાં કપડાં બગડે. વળી તે લોકો મને સારી રીતે ઓળખતા હોવાથી, મારાં કપડાં ઉપર લાંબો વિચાર નહીં કરે.'

આવા વિચારવાળા સેલ્સમેનો પોતાના વિચારના સમર્થનમાં આ પ્રકારની સૂક્તિ પણ ટાંકી શકે છે :

Two men saw from the same prison bars. one saw darkness. Another saw the stars. One was the optimist. The other was the pessimist.' એક જ જેલખાનામાંથી બે કેદીઓ બહાર દૃષ્ટિ ફેંકે છે જે આશાવાદી છે તેને ઝગમગતા તારલિયા દેખાય છે. જે નિરાશાવાદી છે તેને ઘોર અંધકાર જ દેખાય છે.

ગ્રાહકને બડબડતા, ફડફડતા મળવા જતા વેચાણકારો કશો ભલીવાર વાળી શકતા નથી. ગ્રાહકો તેમની ડાકમડોળ વાતો સાંભળીને ઓર્ડર આપતા નથી. આથી પહેલેથી જ હતાશ બનેલા વેચાણકારની હતાશામાં વધારે પ્રમાણમાં વધારો થાય છે. આમ આ વિષચક્ર કાયમ ચાલ્યા કરે છે. આ વિષચક્રમાંથી માણસને બચાવવાની તાકાત વશીકરણમાં પારાવાર પ્રમાણમાં પડેલી છે—તે વાતનું બધા જ વેચાણકારોએ સદાસર્વદા સ્મરણ રાખવું ઘટે.

વશીકરણનો અભ્યાસ કરી ચૂકેલો વેચાણકાર પોતાના મનમાં હમેશાં આશાવાદી વિચારો જ રેડ્યા કરતો હોય છે. તેની વિચારસરવાણી કાંઈક આવા પ્રમાણમાં હોય છે : હું કદી નિષ્ફળ નહીં જાઉં....હું ક્યારેક પાછો પડીશ

તોપણુ ભગવાનની શક્તિમાં મને અખૂટ આસ્થા છે. થોડા સમય માટેના પરાજયો જીરવી લેવા માટે ભગવાન મને શક્તિ આપશે તેમાં મને રજમાત્ર પણ શંકા નથી.

મારા પુરુષાર્થ અને પરમકૃપાળુ પરમાત્માની મહેરબાનીના સુભગ મિલનથી હું સારા પ્રમાણમાં ઓર્ડરો મેળવી શકીશ. આમ સમાજની સારી પેઠે સેવાઓ કરીને મારું ગુજરાન પ્રામાણિકપણે ચલાવવા સફળ થાઉં તેટલા ઓર્ડરો મને ભગવાનની પારાવાર દયાના પ્રતાપે મળી રહેશે તેવી મને શ્રદ્ધા છે.

મારી કંપની જે વસ્તુઓ બનાવે છે તે સારી જ બનાવે છે. મારી કંપની ખરાબ વસ્તુઓ લોકોના માથા ઉપર ફટકારતી નથી. આથી મારી કંપનીનો માલ લોકો ખરીદવા માટે હંમેશાં ઉત્સુક હોય છે....આ ઉત્સુકતા મારું કામ સરળ બનાવશે. હું પુરેપુરો પુરુષાર્થ કરીશ તો આ કારણથી મને પૂરતા ઓર્ડરો મળી જ રહેશે....

મારી કંપની વધુ પડતો નફો કરવામાં માનતી નથી.... આથી અમારા માલની કિંમત લોકોને પરવડે તે રીતે યથાયોગ્ય રાખવામાં આવે છે. આથી લોકો અમારા માલના ભાવ ઊંચા છે અથવા અમારા માલની ગુણવત્તા નીચી છે તેમ કહીને માલનો ઓર્ડર આપવાની ના નહીં પાડે તેની મને સોએ સો ટકા ખાતરી છે.

આ બધામાં સૌથી મહત્ત્વપૂર્ણ ભૂમિકા એ છે કે ગ્રાહકોને અમારા માલની ખૂબ જરૂર છે. અમારો માલ જ તેમની જરૂરિયાતો સંપૂર્ણ રીતે સંતોષી શકે તેમ છે. આ કારણથી પણ લોકો અમારો માલ આનંદ સમેત ખરીદશે.

વશીકરણની શક્તિઓનો અભ્યાસ કરી ચૂકેલ વેચાણકાર આવા આશાભર્યા જ વિચાર કરે છે. નિરાશાજનક વિચારો કરવાનું કાર્ય તે બીજા વેચાણકારોના માટે ફાજલ રાખે છે. આનું કારણ એ છે કે સારા વેચાણકારોને આવા ડગુમગુ વિચારોની માયાવી જાળમાં ફસાઈ જવું પરવડે તેમ હોતું નથી.

આ વાત સાચી છે કે કોઈ પણ સેલ્સમેન સોએ સો ટકા સફળ જતો નથી, પણ આવા પ્રકારની ભવ્ય મનોવૃત્તિથી જ્યારે તેને પરાજય મળે છે, ત્યારે એ પરાજય સારી રીતે સ્વીકારી લે છે. પરાજયમાંથી વિજયો ખડા કરી શકાશે તેવો વિચાર તેના મનમાં મજબૂત રીતે ઘર કરી બેઠેલો હોવાને લીધે જ તે આવા આઘાતો આનંદપૂર્વક અને સહનશીલતાપૂર્વક સહન કરીને, નવેસરથી આશાવાદ સાથે પોતાના પ્રયત્નોની દીવડી ફરીવાર દીપ્તિમાન કરી શકે છે. આમાં આત્મસૂચન સારો એવો ભાગ ભજવે છે આવાં આત્મસૂચન કઈ રીતે આપવાં અને તેનો ચરિતાર્થ રીતે કઈ રીતે ઉપયોગ કરવો આ વાત ઉપર વશીકરણનું જ્ઞાનવિજ્ઞાન ઝીણવટથી વિચાર કરે છે.

આમ વેચાણકારો કબૂલે કે ના કબૂલે તો પણ તેમના માથા ઉપર વશીકરણનું મહાન ઋણ ઊભેલું છે. આ ઋણ મુક્તિ માટે એક જ રાજમાર્ગ છે કે સફળ વેચાણકારોએ સાફલ્યની આ ચાવીનું જ્ઞાન નવઆગંતુકોને સારી રીતે આપવું. આથી નવોદિતો પોતે તો સુખી થશે જ પણ આ સાથે પોતાને સ્પર્શતા જનસમુદાયને પણ

સુખી કરશે તે વાત લગભગ નિશ્ચિતપણે કહી શકાય તેમ છે.

વશીકરણમાં કોઈને તમે સીધી આંખે જોતા રહો, તો સામા પક્ષ ઉપર ઘણી સારી અસર પડે છે. આ જ રીતે વેચાણકાર જ્યારે શાંતિથી પોતાના ગ્રાહક સામે જોઈ રહે છે ત્યારે ઘરાકને ખબર પડે છે કે સેલ્સમેનનું ધ્યાન પોતાની વાતમાં છે. સેલ્સમેન જો ટેબલ પર આંગળીઓ મૂકી રમત કરતો હોય અથવા દીવાલ પર ટાંગેલું કોઈ સુંદર ચિત્રકવાળું કેલેન્ડર જોવામાં મશગૂલ હોય તો ગ્રાહકને તેની આ રીતથી ઓછું આવે છે. ગ્રાહકને એમ લાગે છે કે સેલ્સમેનનું ધ્યાન પોતાની વાતમાં નથી.

આવા બેધ્યાન સેલ્સમેનને લોકો ઘણીવાર પોતાની ખૂબ જરૂરિયાત હોવા છતાં પણ ઓર્ડર નથી આપતા. આમ વશીકરણનો અભ્યાસ એક ખૂબ સુંદર, સોનેરી વાત શીખવે છે કે, 'જ્યારે ગ્રાહક બોલતો હોય ત્યારે તેના સામે જ જોવું'. તેની વિચારસરણી અને જરૂરિયાત સમજીને યથાયોગ્ય કામ કરવું. આમ કરવાથી સેલ્સમેન સફળ થશે.

આમ આપણે વિધવિધ પ્રકારના દ્દષ્ટિકોણથી જોયું કે વેચાણકળામાં વશીકરણ ખૂબ સારો ફાળો આપી શકે છે.

*

## પ્રકરણ : ૧૪

# આત્મસૂચન અને વશીકરણ

આપણા માંહ્યલા જીવને ઘણીવાર કેટલીક વસ્તુઓ કરવા અથવા ન કરવા માટે આપણે સૂચનાઓ આપીએ છીએ. આવા પ્રકારના સૂચનને અંગ્રેજીમાં Auto Suggestion એવા નામથી ઓળખવામાં આવે છે.

આ સૂચનો દ્વારા ખાસ કરીને આપણા અસંપ્રજ્ઞાત મગજને અમુક કાર્ય કરવાની દોરવણી આપવામાં આવે છે. આ કેમ બને છે તે સમજવા માટે આપણે થોડાક વધુ ઊંડા ઊતરવાની જરૂર છે. આપણું સંપ્રજ્ઞાત–concious અને અસંપ્રજ્ઞાત–sub-concious મગજ આપણને આપવામા આવેલી સૂચના તરફ કઈ રીતે વર્તે છે તે આપણે પ્રથમ તપાસીએ.

આપણે જ્યારે બાલ્યાવસ્થામા હોઈએ છીએ ત્યારે આપણને સૂચવવામાં આવતી બધી વસ્તુઓ અને બાબતો આપણા સંપ્રજ્ઞાત મગજમાંથી પસાર થાય છે. દિવસની પ્રત્યેક સેકંડે આપણે કેટલીયે સૂચનાઓ મેળવીએ છીએ. અને એ સૂચનાઓ તરફ આપણા પ્રત્યાઘાત નોંધાવીએ છીએ.

આપણે જ્યારે શબ્દો અને અર્થો સમજવાની શરૂઆત કરીએ છીએ ત્યારે અમુક શબ્દો સાથે અમુક પ્રકારની છાપ આપણા અસંપ્રજ્ઞાત મગજ ઉપર પડે છે. જ્યારે માણસો એવા શબ્દો વાપરે ત્યારે તેની સારી અથવા માઠી છાપ આપણું અસંપ્રજ્ઞાત મગજ પાડતું હોય છે. આ વખતે તમારી પાસે યથોચિત મૂલ્યાંકન કરવાની તાકાત ન હોવાને લીધે તમે આ સૂચનો ખરાબ છે તેમ કહી પાછાં કાઢી શકતા નથી. અથવા આ સૂચનો સારાં છે, એમ કહીને તેનો સ્વીકાર કરી શકતા નથી. આથી જ્યારે લોકો તમારા માટે વધારે પડતા નકારાત્મક–negative શબ્દો વાપરે છે ત્યારે અસંપ્રજ્ઞાત મગજમાં તમારી જાત માટેનો તમારો અભિપ્રાય હલકો બંધાતો જાય છે. તમને કોઈ મૂર્ખ, ગધેડો અથવા નમાલો કહે તો અણસમજણના અંધકારમાં તમારું મન આ વાતનો સ્વીકાર કરવા લાગે છે કે, તમે ખરેખર મૂર્ખ છો અથવા ગધેડા જેવા છો, અથવા તમે નિર્માલ્ય છો અને તમારામાં કશી પણ વિશાત બળી નથી.

આ પ્રકારનું મૂલ્યાંકનનું માળખું જ્યારે તમારા બાલ્યકાળમાં બંધાય ત્યારે તેની વ્યાપક અસરો તમારા પાકટ વયનાં વર્ષોમાં પણ રહે છે. તમે મોટા થાવ છો ત્યારે પણ એ અસર ભૂંસાતી નથી. આ દ્વારા તમને ખબર પડશે કે આપણને બાળપણમાં જે પ્રકારનાં સૂચનો આપ્યાં હોય તેની અસર આપણા જીવનમાં લાંબા કાળ સુધી રહી જાય છે. આમ સૂચનોનું ઘડાયક અથવા વિઘાતક

બળ ઘણું મોટું છે તે વાતનો સ્વીકાર બધી જ જગ્યાએ હવે થવા લાગ્યો છે. આથી ઘણા મોટી ઉંમરમાં આવી પહોંચેલા માણસો અજ્ઞાનથી પીડાતા હોય છે. અથવા એ લોકો કશું પણ નક્કર કામ કરી શકતા નથી. એનું એ કારણ હોય છે કે નાનપણમાં તેમના મગજમાં આ પ્રમાણેની છાપ ઉપસાવવામાં આવી હોય છે.

**જીવનની સારી બાજુ :**

ઘણીવાર તમારા પોતાના વડીલો અને તમારી આજુબાજુ વસતા લોકો, તમારા સદ્ભાગ્યે સારા હોય તો તમારા બાલ્યકાળથી જ તમારી સારી બાજુઓ ઉપર વધારે ભાર આપે છે. આ બાજુ ઉપર જ એ લોકો ઘણાં સૂચનો કરે છે. આથી તમારા અસંપ્રજ્ઞાત મગજમાં તમારી સારી બાજુઓ પરત્વે એક પ્રકારનો મક્કમ અભિપ્રાય બંધાય છે. આ મક્કમ અભિપ્રાયને પરિણામે તમે મોટાં મોટાં કામ હાથ ધરીને પાર ઉતારવામાં સફળ થાવ છો.

કદાચ તમારા સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત મગજ ઉપર તમારી બાલ્યાવસ્થામાં સારાં સૂચનો નાખવાનું કાર્ય તમારા વાલીઓ કોઈક કારણસર ન કરી શક્યા હોય તો હવે તમારે આ કાર્ય કરવાનું છે. તમારા મનમાં તમારે મંડનાત્મક વિચારોનાં બીજ રોપવાનાં છે. તમે સફળ થશો જ. તમે લોકોના સુખ અને સંતોષ ખાતર તમારાથી બનતું બધું જ કરી છૂટવા તૈયાર છો તેવા વિચારોનાં બીજ તમારે તમારા મનમાં રોપવામાં રહેશે.

આપણે જેમ જેમ નાનામાંથી મોટા થતા જઈએ છીએ તેમ તેમ આપણા અસંપ્રજ્ઞાત મગજની શક્તિઓ ઘણા વિપુલ પ્રમાણમા વધતી જાય છે. આ સાથે તમારા સંપ્રજ્ઞાત મગજનું પણ એ થાય છે. વળી બીજો એક ફાયદો એ પણ થાય છે કે કોઈ પણ વસ્તુએ તમારા અસંપ્રજ્ઞાત મગજ સુધી પહોંચવા માટે, અસંપ્રજ્ઞાત મગજની સરહદો વટાવવી પડે છે. આવે વખતે જેમ અયોગ્ય વસ્તુ કહીને બહાર રાખી મૂકવા ચલચિત્રના નિર્માતાને સેન્સરબોર્ડ કહે છે તેવી જ રીતે અયોગ્ય વસ્તુઓને સંપ્રજ્ઞાત મગજ સુધી પહોંચવા દેતુ નથી. અમુક વસ્તુઓ, વિચારો અને અભિપ્રાયો પર 'અસ્વીકાર્ય'-ની કાપલી ચોટાડી દે તેવા વિચારો, વસ્તુ અને અભિપ્રાયોને બહાર ને બહારથી વિદાય કરે છે.

સંપ્રજ્ઞાત–જાગતુ મગજ અમુક પ્રકારની કામગીરી બજાવે છે, તેથી કરીને તમારા અસંપ્રજ્ઞાત મગજનો વિકાસ અમુક સારી રીતે જ થવા પામે છે તે એક પ્રકારના ખજાના (ટ્રેઝરી) જેવુ બની જાય છે આ ખજાનામા તમારી દૃષ્ટિએ સંઘરી રાખવા યોગ્ય જે વિચારો, સિદ્ધાંતો, વસ્તુઓ અને કાર્ય કરવાની પ્રણાલી યોગ્ય છે તે વસ્તુ જ તેમા સંઘરવામાં આવે છે આને આપણે બીજા શબ્દોમા જો મૂકીએ તો આપણા અસંપ્રજ્ઞાત મગજની પ્રતિભા અમુક રીતે જ ખીલે છે આ પ્રતિભાનું પોત પ્રત્યેક વ્યક્તિ માટે નિરાળું જ હોય છે અનોખુ જ હોય છે જેમ દરેક માણસ બાહ્ય દેખાવમા તદ્દન એક સરખા નથી હોતા તેથી આપણા સંપર્કમાં આવતા લોકોમાંથી થોડાકની પણ

પ્રતિભા સોએ સો ટકા સરખી નથી હોતી. અસંખ્ય પ્રતિભાઓ આપણા સંપર્કમાં આવે છે, પણ પ્રત્યેક પ્રતિભાનો રંગ જુદો હોય છે, પ્રત્યેક પ્રતિભાની કાંઈક ને કાંઈક આગવી વિશિષ્ટતા હોય છે તેવી અનુભૂતિ આપણે સૌ કરીએ છીએ જ....

## સૂતેલું મન :

ઘણીવાર એવું બને છે કે, માણસનું મગજ અત્યાર સુધી પરિચિત ન હોય તેવા વિચારો તેના અસંપ્રજ્ઞાત મગજમાં બેસાડવાની અનિવાર્ય જરૂરિયાતના કિનારા ઉપર આપણે આવીને ઊભીએ છીએ. ઉદાહરણરૂપે લઈએ તો કાયમ ચોરી કરનારનું જાગૃત મન ચોરીને ગુનો ગણતું નથી. એથી આ પ્રકારની ચોરી ગુનો છે, તેવો ખ્યાલ ચોરના અસંપ્રજ્ઞાત મનને આવતો નથી. ચોરી કરવી એ ગુનો છે. તેમાં વ્યક્તિ અને સમાજ બંનેને પારાવાર નુકસાન થાય છે આ વસ્તુ ચોરના અસંપ્રજ્ઞાત મગજ સુધી પહોંચાડવા માટે વશીકરણની મદદથી આપણે ચોરના સંપ્રજ્ઞાત મગજને સૂવાડી દઈએ છીએ. આથી એ સંદેશો તેના અસંપ્રજ્ઞાત મગજ સુધી પહોંચાડીએ છીએ.

## જાગૃત મન :

આપણા જાગૃત મન કરતાં આપણા સૂતેલા મનની શકિતઓ ખૂબ વિશાળ હોય છે. આપણા અનુભવોની સીલસીલાબંધ યાદદાસ્ત આપણા સૂતેલા એટલે કે- અસંપ્રજ્ઞાત મગજમાં પડેલી હોય છે. આથી આપણે ઘણીવાર સ્વપ્નામાં જ્યારે આપણું જાગૃત મન સૂતું હોય

છે જ્યારે ખૂબ વર્ષો પહેલાં બની ગયેલી વાતો જાણે કે ગઈકાલે જ બની હોય તે પ્રમાણે જોઈ શકીએ છીએ આપણા અસંપ્રજ્ઞાત મગજમાં પ્રચંડ શકિતઓ પડેલી છે. આ શકિતઓનો સારી રીતે ઉપયોગ કરવાનો કોયડો ઘણીવાર ખૂબ જટિલ બને છે. આ જટિલ પ્રશ્નને હલ કરવા માટે આપણે વશીકરણની સેવાઓ કામે લગાડીએ છીએ. માનસશાસ્ત્રીઓ પણ માણસના બાળપણમાં શું બન્યું હતું તેની તપાસ કરવા માટે જાગૃત મનને સૂવાડી દે છે આથી માનસશાસ્ત્રી અને હિપ્નોટિસ્ટ માટે આ જ પ્રશ્ન ખૂબ ગૂંચવણભર્યો છે કે : કઈ રીતે જાગૃત મનના સીમાડા ઓળંગીને અસંપ્રજ્ઞાત મગજ સુધી પહોંચવું.

**નકારાત્મક વિચારો :**

ઘણા મોટા થયેલા સ્ત્રીપુરુષોએ પોતાના અસંપ્રજ્ઞાત મગજ સુધી નકારાત્મક વિચારોને પ્રવેશવા દીધા હોય છે. આથી તેમના મગજમાં ડરનું સામ્રાજ્ય વિશાળ પથરાઈ ગયું હોય છે. ઘણીવાર તેમનામાં લઘુતાગ્રંથિ બંધાઈ ગઈ હોય છે. ઘણીવાર આવાં સ્ત્રીપુરુષોમાં કશી પણ નવી વસ્તુ કરતી વખતે ડર લાગ્યા કરે છે. કેટલાંક સ્ત્રીપુરુષો અમુક રંગ વાપરતાં નથી. વાપરી શકતાં નથી– આથી એ રંગવાળું કોઇ કપડું પહેરવું પડે અથવા એ રંગવાળું સાધન વાપરવું પડે તો તો તેમના શરીરમાંથી ટાઢનું લખલખું પસાર થઈ જાય છે. આવી જ લાગણી ઘણાને ડિકશનેરી ઉઘાડતાં થાય છે. ડિકશનેરી ઉઘાડતાં

તેમનો હાથ ધ્રૂજી ઊઠે છે. શબ્દનો જોઈતો અર્થ નહિ નહિ મળે તો તેવી કલ્પિત આશંકાથી ધ્રુજી ઊઠે છે. આવી અયોગ્ય અને અનુચિત વસ્તુઓમાંથી માણસના મગજને બહાર લાવવાનું કાર્ય વશીકરણની મદદથી કરવાનું હોય છે.

## વશીકરણ દ્વારા શક્તિની એકાગ્રતા :

વશીકરણનો અભ્યાસ સૌ પ્રથમ એ વસ્તુ શીખવે છે કે કઈ વસ્તુ ઉપર ખૂબ એકાગ્રપણે તમારે તમારી બધી શક્તિઓ ઉપયોગમાં લાવવી. ઘણા લોકો પોતાની શક્તિઓ દશે દિશામાં વહી જવા દેતા હોવાથી તે લોકો જેટલા પ્રમાણમાં ફાવવા જોઈએ તેટલા પ્રમાણમાં ફાવતા નથી. આથી તેમને એકાગ્રતા શીખવવાની ખાસ જરૂર પડે છે. આવી એકાગ્રતા કેળવીને કામ કરવાથી તમારામાં રહેલું આત્મવિશ્વાસનું વર્તુળ વધારે વિસ્તાર પામે છે. વળી આ આત્મવિશ્વાસના નવા પ્રકાશમાં તમને એમ લાગે છે કે અમુક મુશ્કેલીઓ મારી એકલાની જ નથી, પણ આવી મુશ્કેલીઓથી લગભગ દરેક સામાન્ય માણસ પીડાય છે. આથી બીજાઓને તમે મળો છો ત્યારે મુક્ત મનથી અને આનંદથી મળી શકો છો.

એકાગ્રતાથી કામ કરવાની ટેવ પડયા પછી મનધાર્યાં પરિણામ ન આવે તો શા માટે એ પ્રકારનાં પરિણામ ન આવ્યાં તેનું પૃથક્કરણ કરવાનું કામ સરળ બને છે. તમને ખ્યાલ આવે છે કે તમારા પ્રયત્નોમાંની અમુક ઊણપને

લીધે જ તમે થોડાક માટે સફળતા ચૂકી ગયા. આવી તટસ્થ પૃથક્કરણ વૃત્તિ હાંસલ કરવાથી, તમે તમારા પરાજયથી ડરી જતાં નથી. પરાજયની યાતનાઓ વચ્ચે પણ શાંતિ અને સ્વસ્થ ચિત્તથી તમારી કામગીરી બજાવી શકો છો.

**આત્મવિશ્વાસ :**

માણસમાં જ્યારે આત્મવિશ્વાસનો અભાવ હોય ત્યારે બહારથી તેના માટે જરાક પણ નડતર ઊભું થાય કે તરત જ તે લોકો સમતોલતાની બહાર ફેંકાય જાય છે. પરિણામે ગુસ્સો કરે છે અથવા નારાજ થાય છે. પણ માણસને એકવાર પોતાની લાગણીઓનું તટસ્થ પૃથક્કરણ કરવાની ટેવ પડે છે—ત્યારે તે પોતાની જાત ઉપર બરાબર સંયમ રાખી શકે છે. વિસંવાદનાં ભયંકર મોજાંઓ ઉછળતાં હોય છે ત્યારે પણ તે સંવાદના સૂરો છેડી શકે છે અને પ્રેમમય જીવનગાન ગાઈ શકે છે.

**વશીકરણ દ્વારા સ્વભાવ પરિચય :**

માણસનો સ્વભાવ કેવો છે ?

માણસના સ્વભાવ ઉપર કઈ રીતે આધિપત્ય જમાવવું ?

આપણા સંસર્ગમાં આવતા માણસોની અંગત લાગણી જરા પણ દુભાવ્યા વગર, આપણે કઈ રીતે આપણું મનધાર્યું કામ પાર પાડવું ?

આ અને આવી અનેક મહત્ત્વપૂર્ણ વસ્તુઓ આપણે વશીકરણના અભ્યાસથી શીખીએ છીએ.

ઘણીવાર તમે પ્રથમ વખત જ સભાન પ્રયત્ન કરીને સામા માણસને અમુક સૂચન કરો છો. આ કામ કરવા જેવું છે અથવા આ કામ કરવા જેવું નથી. આ સાથે તમારા સૂચનની તરફેણમાં જોરદાર દલીલ કરો છો. જ્યારે એ માણસ તમારા સૂચન પ્રમાણે પહેલી જ વાર કામ કરે છે, ત્યારે તમને બહુ જ અદ્ભુત પ્રકારનો કહી શકાય તેવો અવર્ણનીય આનંદ થાય છે ત્યારે તમને પ્રથમ વાર જ ખ્યાલ આવે છે કે તમારામાં રહેલા વિશ્વાસની હદ વધારીને, તમે બીજા ઉપર સૂચન કરીને મનધાર્યું કામ કરાવી શકો છો, ત્યારે બીજાઓ ઉપર નેતૃત્વ સ્થાપિત કરવાની કલા ધીમે ધીમે તમારા ઉપર આવતી જાય છે. સૂચનો નકારાત્મક રીતે તથા હકારાત્મક રીતે ઘણી ઉપયોગી કામગીરી બજાવે છે આ જાણ્યા પછી આપણે નકારાત્મક અને ખંડનાત્મક રીતે સૂચનોનો ઉપયોગ કરતા નથી.

**સર્જનશક્તિ :**

આ ઉપરાંત તમે કોઈ પણ નવું થવા મહત્વપૂર્ણ પ્રસ્થાન કરતા પહેલાં થોડીવાર થંભી જશો. આગળ પાછળનો વિચાર કર્યા બાદ જ તમે આગળ વધશો. તમારા મગજમાં જ્યારે ખંડનાત્મક વિચારો ઊભરાવાની શરૂઆત થશે ત્યારે તમે એવા વિચારોના સ્થાને સર્જનાત્મક આશાવાદી અને ઉલ્લાસપૂર્ણ વિચારો ભરી દેવા ઉત્સુક બનશો.

**નિરાશાને હાંકી કાઢો :**

આના અનુસંધાનમાં એક–બે વધુ સ્પષ્ટ સૂચના કરીએ

આપણા જીવનમાં મિત્રો અને પુસ્તકો ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. આથી તમારા મન અને જીવનને હતાશ કરે તેવા ચિત્રો અને પુસ્તકો ભેગાં ન કરતાં. મિત્રો અને પુસ્તકો તમારામાં ચિરંતન ઉલ્લાસ અને આશાવાદ જગવે તેવા રાખજો. આ ઉપરાંત તમારી રહેવાની અને કામ કરવાની જગ્યા પણ આનંદવિભોર સૂરોનો ગુંજારવ કરે તેવી રાખજો. તમારી આજુબાજુ નિરાશાના સૂરોને કદાપિ ઊઠવા ના દેતાં. તમે દૈનિક જીવનથી થાકી જાવ તો દરિયાકિનારે, નદીકિનારે કે બાગ બગીચાના નૈસર્ગિક વાતાવરણમાં એકાંત સ્થળે ચાલ્યા જજો. સારા પુસ્તકાલયમાં બેસીને કોઈ પણ સારા જીવન-ચારિત્ર્યનું પઠન કરજો. આ બધાંમાંથી સારી રીતે જીવન જીવવામાં મદદરૂપ થાય તેવાં સૂચનો તમને પૂરતા પ્રમાણમાં મળી આવશે.

આ સૂચનોને માત્ર સૂચનોના રૂપમાં જ રહેવા ન દેતા તમને ઉપયોગી થાય તેવાં સૂચનોનું રૂપાંતર કાર્યમાં થાય તે માટે યત્ન કરજો. આ પ્રમાણે તમે પ્રયત્નો કરશો તો તમારા પ્રયત્નો વધારે ઓજસવાન બનશે અને જીવનમાંથી તમે વધારે પ્રમાણમાં લાભો ઉઠાવી શકશો. તમારા મગજ અને શરીરને એવી રીતની તાલીમ આપજો કે જેથી કરીને સારાં સૂચનોને વાસ્તવિકતામાં પલટાવા માટે યત્ન કરવા માટે તે તત્પરતા દાખવી શકે.

## અસરકારક સૂચનો :

માણસના મન ઉપર અસરકારક સૂચનો ખૂબ જાદુઈ અસરો ઉપજાવી શકે છે. આ વાત નેતાઓ સારી રીતે

જાણુતા હોવાથી વિધવિધ પ્રકારનાં નક્કર સૂચનો કરીને, સમૂહને અમુક ચોક્કસ દિશામાં દોરી જવાના સફળ અને યશસ્વી પ્રયત્નો કરે છે. ઘણા તત્ત્વજ્ઞાનીઓ અને નેતાઓ આ માટે જુદી જુદી જાણુતી કાર્યપ્રણાલીનો ઉપયોગ કરે છે. આ બધાના રસ્તા દેખીતી રીતે જુદા હોવા છતાં-તેની હેઠળ વસતો સિદ્ધાંત એક જ હોય છે. માણસના વ્યક્તિગત અને સમૂહગત જીવનને ઘડવામાં મદદરૂપ થાય તેવાં સૂચનો કરવાં. આ સૂચનો દ્વારા જનસમુદાયને એવી અપીલ કરવી કે આ રસ્તે ડગલાં ઉઠાવો અને મંઝીલ ઉપર પહોંચવાનું કામ સરળ બનશે.

## વશીકરણ દ્વારા જીવનવિકાસ :

થોડાંક વર્ષો પહેલા ફ્રાંસ દેશમાં એક નેતા થઈ ગયો તેનું નામ હતું એમિલ કોટે. તે હરહંમેશાં માનવીનું જીવન અને મન સુધરી શકે છે તેમ માનતો. આથી લોકો સમક્ષ તેણે એક સૂત્ર મૂક્યું અને કહ્યું કે, તમે આ સૂત્રનો જાપ જપો : 'દિન પ્રતિદિન દરેક બાબતમાં હું વધારે ને વધારે સારો થતો જાઉં છું.' 'Day by Day in every way I am getting better and better.) આ સૂત્રે આખા દેશમાં જબરજસ્ત માનસિક ક્રાંતિ આણી. બધા લોકો આવા પ્રકારના આશાવાદી વિશ્વાસના પાયા ઉપર પોતાનાં જીવન સુધારવા લાગ્યા. આનાં પરિણામો પણ ઘણાં સારાં આવ્યાં.

પછીથી તેના અનુયાયીઓમાં જરાક શિથિલતા પ્રવેશી તેથી આ પદ્ધતિ સફળ બનાવવા માટે તેમણે જે જાતના

પ્રયત્નો કરવા જોઈએ તેવા પ્રયત્નો તેઓએ ન કર્યા. તેઓ શિથિલ બન્યા. વળી આ પદ્ધતિ અનુસાર કામ કર્યા વગર પણ મોટી મોટી વસ્તુઓ કરી શકાય છે તેવી ડંફાસો હાંકવા માંડયા તેથી આ પદ્ધતિ પડી ભાંગી.

પરંતુ કોટેની આ પદ્ધતિએ એક બહુ જ મૂલ્યવાન પદાર્થપાઠ આપણને શીખવાડયો કે આપણે સૂચનશાસ્ત્રની મદદથી સારાં સારાં કાર્યો કરી શકીએ છીએ. વળી માણસ આત્મસૂચન દ્વારા પોતાનો વિકાસ કરવા માટે પ્રામાણિકતાપણે પ્રયત્ન કરે તો આવો આવો વિકાસ થઇ શકે છે તેવુ તેણે પૂરવાર કરી બતાવ્યું.

## વશીકરણ દ્વારા જાગૃતિ :

સૂચન સાથે માણસે સતત જાગૃતિ રાખવી પડે છે. આવી જાગૃતિ હોય તો જ માણસ આગળ વધી શકે. નહિતર માણસ પ્રગતિની પગથાર પર અમુક પગથિયાં ચડયા પછી યથાવત્ ત્યાં ને ત્યાં જ રહે.

આ પ્રકારની સજાગપણાની વિચારસરણી બીજા એક સ્ત્રીવિચારકે પણ માનવજાત સમક્ષ મૂકી હતી. તેમનું નામ **મેરી બેકર એડી** હતું. લગભગ ૧૮૮૦ની સાલના અરસામાં સૂચનોની ઉપયોગિતાની આસપાસ તેમણે વિચારસરણી ગૂંથી હતી. આ વિચારસરણીએ પણ માનવજાત માટે ઘણી ઉપયોગી એવી કામગીરી બજાવી છે.

આ વિચારસરણી મૂળ સારી છે, પરંતુ ઘણીવાર

ધાર્મિક બાબતો સાથે ગૂંથી લેવામાં આવે છે, તે વસ્તુ અયોગ્ય છે; કારણકે આથી તેમના અનુયાયીઓના મનમાં એક પ્રકારની શંકા ઉત્પન્ન થાય છે કે આમાં કેટલું ધર્મને લીધે થયું અને કેટલું વિજ્ઞાનને લીધે થયું. આથી આવી સજાગપણાની વિચારસરણીને ધર્મની સાથે ગૂંચવવામાં આવે નહીં તે વસ્તુસ્થિતિમાં વધારે ઔચિત્ય રહેલું છે.

## સફળતા-નિષ્ફળતાનાં કારણો :

આપણા સામાન્ય જીવનમાં પણ આત્મસૂચન ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે તે સમજવા માટે એક સરળ ઉદાહરણ લઈએ.

બે માણસો એક સારી જગ્યાએ નોકરી મેળવવા માટે પોતાની અરજીઓ કરે છે. વૈજ્ઞાનિક પદ્ધતિએ જોવા જઈએ તો બંનેની લાયકાતો સરખી જ છે. બંને સરખી ઉંમરના છે. બ નેનો અનુભવ સરખો છે. બંનેને એક પ્રકારની જ તાલીમ મળી છે, તો આ બન્નેમાંથી કોને નોકરી મળશે તેનો આધાર બહુધા તેમના માનસિક વલણ પર રહે છે. આમાં ઘણી વાર હકારાત્મક અથવા નકારાત્મક મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે.

જ્યારે પહેલો ઉમેદવાર ઈન્ટરવ્યુ માટે આવે છે ત્યારે તે પોતાના મનમાં આવા પ્રકારના વિચારો કરી શકે ! મારી પાસે પૂરતા પ્રમાણમાં શક્તિઓ છે. કુટુંબ અને વિદ્યાભ્યાસની પાર્શ્વભૂમિકા પણ સારી છે. આ હોદ્દા ઉપર મને કામ કામ કરવાની તક મળતાં મારી શક્તિઓ દીપી ઊઠશે.... આ તક મારા માટે છે....મને આ નોકરી મેળવવાની

જરૂર છે અને મને આ કામ મળશે જ તેવી પુરેપુરી શ્રદ્ધા છે. આવી મનોવૃત્તિથી ઇન્ટરવ્યુ આપવા માટે તે દાખલ થાય છે. અને ઈન્ટરવ્યુ લેનાર ઓફિસરોના મન ઉપર પોતાના માટે ખૂબ સારી છાપ ઉપસાવે છે.

બીજો માણસ માંદલાની માફક વિચારે છે. તેને એમ લાગે છે કે ઘણુંખરું મને આ નોકરી નહીં મળે. ઈન્ટરવ્યુમાં તે સારી રીતે પ્રશ્નોના જવાબો આપી શકતો નથી. ઈન્ટરવ્યુ લેનાર અધિકારીઓનાં મન ઉપર તે પોતાની સારી છાપ ઉપસાવી શકતો નથી.

આમ પહેલો ઉમેદવાર નોકરી મેળવવામાં સફળ જાય છે તેનું કારણ એ છે કે એવા પ્રકારનાં સફળ સૂચનોથી તે પોતાના મનરૂપી ઘરને છલોછલ ભરી દે છે. તે નિષ્ફળતાનો વિચાર કરવા માટે જરા પણ થોભતો નથી. તે સફળતાની દેવી વિજયની વરમાળા પોતાને જ પહેરાવશે તેવા વિચાર અને ઝંખનામાં આગળ વધે જાય છે. આથી કરીને તે સફળ થાય તેમાં શું નવાઈ?

નાટકોમાં ઘણીવાર સારા અભિનેતાઓની પ્રસિદ્ધિ ખૂબ મોટા પાયા પર જામી ગઈ હોય છે. આથી પ્રેક્ષકો જ્યારે એમનાં નાટકો જોવા આવે છે ત્યારે આ પ્રેક્ષકોમાંના મોટાભાગના લોકો પોતાના મનમાં એ પ્રકારનાં આત્મસૂચન કરતા હોય છે કે આ અભિનેતાનો અભિનય હમેશાં સર્વ સુંદર—એવન જ રહેવાનો. આથી એ અભિનેતાનો અભિનય શ્રોતાગણના ચિત્તતંત્રને બહુ સારી રીતે સ્પર્શી જાય છે.

## અભિનયનું વશીકરણ :

જાણીતા અભિનેતા જો પોતાનું વ્યક્તિત્વ છુપાવીને આવે તો કદાચ શ્રોતાઓ તેમને પૂરતા પ્રમાણમાં દાદ ન આપે તેવું બની શકે આ વાતની પ્રતીતિ આપણને બર્ટ વિલિયમ્સ નામના એક આગળ પડતા અભિનેતાએ કરેલા પ્રયોગ પરથી થાય છે. મિ. વિલિયમ્સ નીગ્રો કોમેડિયન હતા. તેમનું નામ ખૂબ જ મશહૂર હતું. તેથી લોકો હજી હાસ્યના પ્રયોગોની–શરૂઆત કરે–ત્યાર પહેલાં જ લોકો તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લેતા હતા. એક વખત મિસ્ટર વિલિયમ્સ વેશપલટો કરીને પ્રારંભ કરતી શિખાઉ નાટકમંડળીના એક સભ્ય તરીકે કોમેડીનો કાર્યક્રમ આપવા ગયા ત્યારે તેમને રાબેતા મુજબ જે સફળતા મળતી હતી તેના કરતાં દશમા ભાગની પણ સફળતા મળી ન હતી.

આમ આત્મસૂચન આપણા જીવનમાં ખૂબ જ અગત્યનો ફાળો આપી શકે છે આત્મસૂચન-Auto Suggestionની આધારશિલા ઉપર વશીકરણનું વિજ્ઞાન બહુ જ સારી સેવાઓ આપી શકે છે, તેવું માનવજાતે અનુભવોની લાંબી વણઝારને અંતે માન્ય રાખ્યું છે.

*

## પ્રકરણ : ૧૫

# વિધેયનું વર્ગીકરણ



હિપ્નોટિસ્ટ તરીકે તમો જ્યારે સંખ્યાબંધ પ્રયોગો કરશો ત્યારે તમારા ધ્યાનમાં એક વસ્તુ ખાસ આવી જશે. તમે જે માનવસમુદાયના સંપર્કમાં આવો છો, તે માનવ-સમુદાયને તમે વત્તાઓછા અંશે ત્રણ ભાગમાં વહેંચી નાખી શકો છો. કઈ વ્યક્તિ કયા વિભાગમાં આવીને વસે છે, તેનો તમને સ્પષ્ટ ખ્યાલ આવી જાય તો તમે તમારા વિધેય-Subjectની પસંદગી જરા પણ ભૂલ વગર કરી શકો. આથી તમારા પ્રયોગોમાં તમને લગભગ બધી જ વખત સફળ થવાની તક મળે તેવું સાનુકૂળ વાતાવરણ સર્જાય.

## વિધેયને ઓળખો :

પ્રથમ વર્ગમાં બેસતા લોકો અતિશય સંવેદનશીલ હોય છે. આને અંગ્રેજીમાં Highly 'suggestilble persons' તરીકે ઓળખવામાં આવે છે. આ લોકો ખૂબ પ્રયત્ન કરવા છતાં પણ કોઈ વસ્તુ કરવા માટે ના પાડી શકતા જ નથી. તમે ગમે તે વસ્તુનું સૂચન કરો તો તેનો

અમલ માટે તેમનો હા પાડ્યે જ છૂટકો થાય છે. આ લોકો જે કાંઇ વાંચે છે અથવા સાંભળે છે, તેની સીધી અસર નીચે તેઓ આવી જાય છે. વસ્તુઓનું યથોચિત મૂલ્યાંકન કરવાની તેમની પોતીકી તાકાત હોતી નથી.

આ લોકો જ્યારે તબીબી વિજ્ઞાનને લગતા કોઈ પણ પુસ્તક અથવા ચોપાનિયામાં રોગનાં ચિહ્નો કેવાં હોય તેની જાણકારીની માહિતી વાંચતા હોય કે તરત જ તેમને એમ લાગવા માંડે છે કે આ રોગે તેમના શરીરમાં ઘર ઘાલ્યું છે. માણસને હ્રદયનો હુમલો થાય તો કેવાં ચિહ્નો થાય છે તેની વિગતો વાંચતા હોય તો તેમને તરત જ એમ લાગે છે કે આ બધાં ચિહ્નો મારા શરીરમાં છે અને થોડા સમય પછી મારા હ્રદય પર જરૂર એટેક આવશે. આવા વિચારથી તેઓ હાંફળાફાંફળા થઈ જાય છે. આવા લોકો પોતે તો ખૂબ ગભરાઈ જાય છે, પણ પોતાના સંસર્ગમાં આવતા લોકોને પણ ગભરાવી મારે છે. કલ્પનામા જ પોતાના રોગને તેઓ પંપાળ્યા કરે છે, રોગ વધતો ન હોવા છતાં તેમને એમ લાગે છે કે મારો રોગ વધે છે.

ઘણીવાર ડૉકટરો તેમને ખાતરી આપવાનો અને વિશ્વાસ રેડવાનો પ્રયાસ કરે છે કે તમારા શરીરમાં કશો પણ બગાડો નથી. વળી તમને આ રોગ લાગુ પડે તેમ જ નથી. પણ આવા લોકોને સાંત્વના મળતી નથી. આથી તેમને દવા આપીને ડૉકટરોએ ખોટેખોટી ખાતરી આપવી પડે છે કે તમારા રોગને દાબવા માટે હું અનુકૂળ દવા

આપુ છું અને થોડા જ વખતમાં તમારો રોગ જડમૂળથી કાઢી કઈ શકાશે. આવા દરદીઓને ફોસલાવવા માટે ડૉકટરોએ સાકરવાળી સાદી ગોળીઓ ખોટા પેકિંગમાં મુકાવીને દરદીને આપવી પડે છે.

આથી વહેમી દરદીને એમ થાય છે કે તેની સાચેસાચી દવા કરવામાં આવી છે અને તે દવાની અસરથી તે સારો થઈ રહ્યો છે. આવી ભ્રમણા ઘણીવાર આવા વહેમી પ્રકારના લોકોનાં હિતની જાળવણી કરવા માટે, ઊભી કરવી પડે છે.

આવા લોકોને તમે ઓળખતાં શીખો. વશીકરણના પ્રયોગો માટે આવા લોકો વિષય તરીકે તમને ખૂબ ઉપયોગી નીવડશે. તેમના પોતાના સ્વતંત્ર વિચારો ન હોવાથી તમે જે સૂચનો કરશો તે પ્રમાણે તે કાર્ય કરશે. આથી આગળ વધીને તમે એમ કહેશો કે આ પ્રયોગને અંતે તમારો વિષાદ નાસી ગયો છે, તો એ લોકો પણ કબૂલ કરશે કે ખરેખર મારી પહેલાંની દિલગીરી રફેદફે થઈ ગઈ છે. તેના દિલમાં ઉલ્લાસ હિલોળા લઈ રહ્યો છે તેવું વિધાન તે રાજીખુશીથી કરશે. તમારો સાચા અંતઃકરણથી આભાર માનીને, અહેસાનના ભાવમાં લળતો અને ઝૂમતો જશે.

સામાન્ય પ્રજામાંથી વીસ ટકા ભાગ આ પ્રકારનો હોય છે. તમારા મિત્રો અને ઓળખીતાઓમાં પણ આ પ્રકારના નમૂનાઓ તમને મળી આવશે. તમારા પ્રયોગો માટે તમને તેમની બહુમૂલ્ય મદદ મળશે. આથી આવા માણસો મૈત્રીની ગાંઠ બાંધશો તો તમારા પ્રયોગોમાં કશું

પણ મળતર મેળવવાની આશા રાખ્યા વગર તમને તેઓ ખૂબ ઉપયોગી થશે.

**વશીકરણની કસોટી કરતા લોકો :**

હવે આપણે બીજા પ્રકારમાં સમાવેશ પામતા લોકો પર વિચાર કરીએ. આ પ્રકારમાં સમાવેશ પામતા લોકો પર તમારી અસરનો જાદુ પાથરવાનું કાર્ય ખૂબ સરળ નથી. આ લોકો તમે કહેશો તે બધી જ વસ્તુઓ પ્રશ્ન પૂછયા વગર સ્વીકારશે નહીં. આ લોકોને અંગ્રેજીમાં Normally suggestible people તરીકે ઓળખાવવામાં આવે છે.

એવા પ્રકારનો અંદાજ કાઢવામાં આવ્યો છે કે પ્રત્યેક દસ માણસમાંથી છ માણસો આ જૂથમાં પોતાનું સ્થાન નિશ્ચિત કરે છે. આ લોકો ઉપર તમારે માનસિક દબાણ–pressure લાવવાની જરૂર પડે છે. બીજાઓ તમારા વિચારનો સ્વીકાર કરે ત્યારબાદ જ આ લોકો તમારા વિચારનો સ્વીકાર કરવાની મનોદશા દાખવે છે– તૈયારી દાખવે છે.

આવા લોકો ઉપર તમારી અસરો વધારે વ્યાપક બનાવવા માટે તમારે તમારા વિચારોનું પુનરાવર્તન–Repetition કરવું પડે છે. ધીમે ધીમે તે લોકો પોતાના વિરોધને ઓગાળતા જાય છે અને તમારી સાથે સહમત થતા જાય છે.

આ ભૂમિકા જાણ્યા પછી તમે સમજી શકશો કે આવા માણસો ઉપર વશીકરણનું જાદુ બહુ સહેલાઈથી પાથરી નહીં શકો.

આ લોકોને તમારા વિચારો સાથે સહમત કરવા માટે તમારે પ્રમાણમાં વધારે ધીરજ દાખવવી પડશે.

આ લોકોને સમજાવવા માટે તમારે વધારે પરિશ્રમ કામે લગાડવો પડશે.

આ લોકો તમને સહકાર આપે ત્યાર પહેલાં તમારે તમારા લક્ષ્યાંકો અને સૂચનો સ્પષ્ટ રીતે સમજાવીને કહેવું પડશે કે આ વસ્તુ આ પ્રકારના ફ્લની શ્રુતિ માટે કરવામાં આવે છે.

શ્રીફળ બહારથી કઠણ હોય છે. એકવાર તેને ફોડો પછીથી તેમાંથી તમને મીઠું પાણી પીવા મળે છે તથા કુમળા મીઠા ટોપરાનો તમે આસ્વાદ કરી શકો છો. આ જ રીતે આ પ્રકારમાં બેસતા માણસો પ્રમાણમાં વધારે મક્કમ હોય છે પરંતુ એક વાર જો આ લોકોનો સહકાર મેળવવામાં આવે તો પછી તે ઘણી સારી પ્રયોગની સિદ્ધિ માટે મદદ કરે છે.

આ લોકોની મદદ મેળવવા માટે તમારા જ્ઞાનને તમારે બરાબર કસોટીની સરાણ પર ચડાવીને, તેમને સંતોષ આપવો પડશે. આવા મહાનુભાવોને એકવાર તક આપો અને ખાતરી કરાવી આપો કે તમારા પ્રયત્નોમાં સત્વશીલતા છે તો તે લોકો તમને બહુ સારો સહકાર આપીને તમારું કાર્ય સરળ બનાવવા માટે કમ્મર કસશે જ.

**વશીકરણની ખરી કસોટી :**

હવે આપણે ત્રીજા વર્ગમાં બેસતા લોકોની થોડીક

વિશિષ્ટતાઓ જોઈએ. આવા માણસોનું પ્રમાણ સેંકડે વીસ ટકા લગભગનું હોય છે. આ લોકોની ઇચ્છાશક્તિ (will power) સામાન્ય જનસમુદાયની ઇચ્છાશક્તિ કરતાં પ્રમાણમાં વધુ બળવાન હોય છે. આથી એવી ઇચ્છાશક્તિ ધરાવનાર વ્યક્તિને ગમે ત્યાં ખેંચી જવાનું કામ પ્રમાણમાં વધુ દુષ્કર છે.

વળી આવા લોકોને પોતાની જાત ઉપર જ વધારે પડતો વિશ્વાસ હોય છે. આ કારણે તેવા લોકો બીજા ઉપર બહોળા પ્રમાણમાં વિશ્વાસ મૂકી શકતા નથી. કોઈ ત્રીજી વ્યકિત પર વિશ્વાસ મૂકવાની વાત આવે તો આ લોકો સત્તર ગળણે ગળીને પાણી પીવે તેવું તેમનું વર્તન બની જાય છે. આથી કોઈ પણ નવા આચાર–વિચાર તેમના જીવન અને મગજ ઉપર ઠસાવવાનું કામ પ્રમાણમાં વધુ કઠણ હોય છે. આથી નવી વસ્તુઓ તેમની સામે મૂકતા પહેલાં તેની બરાબર ચકાસણી કરવી પડે છે. ત્યારબાદ ઘણા પ્રયત્નો કર્યા પછી જ આ લોકો એવી વસ્તુઓનો સ્વીકાર કરે છે.

સામાન્ય નિયમ બાંધવો હોય તો એમ કહી શકાય કે અનિવાર્ય જરૂરિયાત ન હોય ત્યાં સુધી આવા લોકોને વિધેય તરીકે પસંદગી ન આપવી. આનાં બીજાં પણ બે અગત્યનાં કારણ છે.

સૌ પ્રથમ આવા લોકો પાસે કલ્પનાશકિત જોઈએ તેટલા પ્રમાણમાં હોતી નથી. આથી હિપ્નોટિસ્ટ ઇચ્છે તે વસ્તુઓ તે લોકો જલદીથી કલ્પી શકતા નથી.

બીજું આ લોકો કોઈ પણ અન્ય વ્યકિતને પોતાના

જીવન ઉપર વર્ચસ્વ સ્થાપવા દેતા નથી. આથી કરીને આવા પ્રયોગમાં તે જોડાય તો તેમનું અહમ ઘવાય છે— અને તેમને એમ લાગે છે કે અમે નેતા મટીને અનુયાયી બનીએ છીએ. આ કારણોથી પણ તેમનો પૂરો સહકાર સાંપડતો નથી.

આથી આ વિભાગીકરણ ધ્યાનમાં લઈને, હિપ્નોટિસ્ટે પોતાના વિષયને પસંદ કરવાની ચીવટ રાખવી અને પછી આગળ વધવું.

## પ્રકરણ : ૧૬

# વિજ્ઞાપનમાં વશીકરણ

*

માનવજાત જુદા જુદા યુગોમાંથી પસાર થઈ છે. એ યુગોમાં જે વસ્તુ માનવજીવનમાં પ્રધાનભાગ ભજવતી હતી તે વસ્તુના નામથી એ યુગને ઓળખવામાં આવતો. માણસો સંસ્કૃતિના ઊગમકાળે પથ્થરોનો વધુ પડતો ઉપયોગ કરતા હતા. પથ્થરો સાથે તેમણે દોસ્તી બાંધી હતી. પથ્થરોની મદદથી રહેવાનાં ઘરો બાંધતા. પથ્થરોની મદદથી જડ અને કઠણ વસ્તુઓને ટીપીને પોચી બનાવતા અને આહારમાં વાપરતા. ઝઘડા પ્રસંગે પણ પથ્થર તેમનું અમોલું શસ્ત્ર હતું. આથી માનવવિકાસના એ ગાળાને પથ્થરયુગના નામથી ઓળખવામાં આવતો.

માનવજાત આવા કેટલાયે યુગોમાંથી પસાર થઈ છે. આપણા યુગને જો બીજું કાંઈ નામ આપવું હોય તો આપણે વિજ્ઞાપનયુગ–Advertisement Age એવું નામ જરા પણ આનાકાની વગર અથવા સંકોચ વગર આપી શકીએ. આપણા જીવનમાં જાહેરખબરોનું મહત્ત્વ એટલું

વધું છે કે જેની કોઈ સીમા નથી. આપણા જીવનમાં જાહેરખબરોએ નિઃસીમપણે પોતાના સીમાડાઓ વિસ્તાર્યા છે.

જાહેરખબરો દ્વારા ઉત્પાદકો પોતાના માલ તરફ લોકોને વધુ પ્રમાણમાં આકર્ષે છે. જાહેરખબરોનો પ્રવાહ ખૂબ સારી રીતે, અસ્ખલિતપણે ચાલુ રહે તો ગ્રાહકો માલ લે છે; નહિતર એ માલ ખરીદવાનો બંધ કરીને, બીજી કંપનીઓનો માલ ખરીદવાની શરૂઆત કરે છે. આમ જાહેરખબરો કેટલીક કંપનીઓ પાસેથી માંગ ખૂંચવી લઈને, તેવી કંપનીઓને તારાજ કરી બીજી નવી કંપનીઓને વેગ આપવામાં મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે. આમ જાહેરખબરો આજના પ્રચારયુગમાં 'પ્રાણ' સમાન–આત્મા સમાન બની ગઈ છે.

જાહેરખબરોનો પ્રાણ હાલની ઉત્પાદનના ખોળિયામાંથી જો લઈ લેવામાં આવે તો વેચાણ ઘટી જાય.

**જાહેખબરમાં વશીકરણ :**

આવી સમર્થ જાહેરખબરોમાં વશીકરણનું જાદુ કામે લગાડવામાં આવે છે. જાહેરખબરોના ઘડવૈયા–કસબીઓ વશીકરણના કેટલાંક સિદ્ધાંતોને આધીન રહીને જાહેરખબરોના 'લે આઉટ' તૈયાર કરે છે અને પોતાની કંપનીના માલ તરફ એક લોહચુંબક જેમ લોખંડના ટુકડાને ખેંચવાનો પ્રયત્ન કરે તેવો પ્રયત્ન કરતા હોય છે.

આમ વશીકરણના સિદ્ધાંતો અને જાહેરખબરના માધ્યમો એકમેકની સાથે તાણાવાણાની માફક વણાઈ ગયા

છે. જાહેરખબરો માત્ર લખવામાં આવતી નથી. ઘણીવાર બોલવામાં પણ આવે છે. દાખલા તરીકે રેડિયોના કે ટેલીવીઝનના માધ્યમમાં જાહેરખબરનું વહન બોલાયેલા શબ્દો દ્વારા થાય છે.

જાહેરખબર લખાતી હોય કે—

જાહેરખબર બોલાતી હોય....

આ વસ્તુ મહત્ત્વની નથી. પરંતુ મહત્ત્વપૂર્ણ વસ્તુ એ છે કે બોલાતી અથવા લખાતી જાહેરખબરમાં સૂચનોની શક્તિ (power of suggestion) બહુ જ સારી રીતે કામે લગાડવામાં આવે છે. કયા વર્તુળને કયા પ્રકારના સૂચનથી પોતાના માલ તરફ આકર્ષી શકાશે તેનું વૈજ્ઞાનિક સંશોધન આ ક્ષેત્ર સાથે સંકળાયેલા લોકો કરતા હોય છે.

**જાહેરખબરમાં વશીકરણ કરતાં સૂચનો :**

પોતાની વસ્તુ વાપરવાથી, આપેલી કિંમત કરતાં અનેકગણો બદલો મળી રહેશે તેવી સૂચના મોટા ભાગનાં વિજ્ઞાપનોમાં કરવામાં આવે છે.

થોડા ભાગનાં વિજ્ઞાપનો આથી જુદાં પડીને નવા પ્રકારનું સૂચન કરે છે. પ્રસિદ્ધ અભિનેત્રી અથવા લોકપ્રિય નેતા આ પ્રકારની વસ્તુ વાપરે છે તેથી તમારે પણ આ પ્રકારની વસ્તુ વાપરીને તમારી શાખ–prestige વધુ ઉપર ઉઠાવવી જોઈએ તેવું સૂચન કરે છે.

સિગારેટનું વિજ્ઞાપન કરનારાઓ ઘણીવાર એવું પણ સૂચન કરે છે કે, કોઈક સારો ક્રિકેટર ખૂબ શારીરિક કામ

લીધા બાદ, પોતાની સિગારેટ પીએ છે અને આહ્લાદ અનુભવે છે. આ સૂચન દ્વારા તે લોકો વાચકોનાં મનમાં એમ ઠસાવવા માગતા હોય છે કે માનસિક કામ કરનારા લોકો પોતાની સિગારેટ પીશે તો તેમને કોઈપણ જાતનું નુકસાન થશે નહિ. જો શારીરિક કશું પણ નુકસાન થવાની કલ્પના પણ પેલા સુપ્રસિદ્ધ ક્રિકેટરને સતાવતી હોય તો તેમણે અમારી સિગારેટ પીવાનું બંધ કર્યું હોત. આવા ગર્ભિત સૂચન દ્વારા લોકોનાં મનમાં જે પણ કાંઈ માનસિક ડર હોય તે કાઢી નાખવા પ્રયત્ન કરે છે.

## નાજુક લાગણીને સ્પર્શ :

વશીકરણના પ્રયોગોમાં વિષયની લાગણીઓને નાજુકપણે સ્પર્શવામાં આવે છે. એ જ રીતે વિજ્ઞાપનમાં વિજ્ઞાપનકારો પોતાના સંભવિત ગ્રાહકોની નાજુક લાગણીઓને સ્પર્શવાનો પ્રયત્ન કરે છે. સામાન્ય ગૃહિણીના મન ઉપર એ પ્રકારની લાગણી ઉપસાવવામાં આવે કે અમુક પ્રકારનો સાબુ વાપરીને કપડાં ધોવામાં આવે તો તેનો અડધો ખર્ચ હાલ છે તેના કરતાં અડધો થશે, તો તે તરત તેવો સાબુ લેવા પ્રેરાય છે. આમાં તેની આ પ્રકારની કરકસરની લાગણીને સ્પર્શ કરવામાં આવે છે.

આથી આગળ વધીને બીજી કોઈ ધોવાનો સાબુ બનાવનારી કંપની પોતાના વિજ્ઞાપન દ્વારા તેને એ પ્રકારની ખાતરી આપે કે તેનો અડધો ખર્ચ બચવા ઉપરાંત, તેની શારીરિક મહેનત પણ પ્રમાણમાં ઘણી જ ઘટી જશે; તો

એ ગૃહિણી આગળની કંપનીનો સાબુ વાપરવાનો બંધ કરીને, નવી કંપનીએ બનાવેલો સાબુ વાપરવાની શરૂઆત કરશે. આવી રીતે સાબુ બદલવામાં તેની બે પ્રકારની લાગણી સંતોષાઈ રહી છે :

(૧) સાબુમાં અડધા ખર્ચની કાપકૂપ થઈ છે

(૨) પોતે શારીરિક શ્રમ ઓછો કરવો પડે છે, તેથી કપડા ધોવાના શ્રમમાંથી બચેલા શ્રમમાંથી તે બીજાં ગૃહકાર્યો વધુ સ્ફૂર્તિથી કરી શકશે.

સિગારેટ બનાવનારી કંપનીઓ વશીકરણના સિદ્ધાંતોનો ઉપયોગ પોતાના વિજ્ઞાપનોમાં પૂર બહારમાં કરે છે. ઘણીવાર એક જ પ્રકારની તમાકુમાંથી સિગારેટ બનાવી હોય, બન્ને પ્રકારની સિગારેટ એક જ પ્રકારની લિજ્જત આપતી હોય અને ધીમી બળની હોય એ છતાં પણ એક કંપનીની સિગારેટની ખપત પ્રમાણમાં ખૂબ જ થાય છે, જ્યારે બીજી કંપનીએ બનાવેલી સિગારેટ બજારમાં ઊપડતી નથી તેનું કારણ એ છે કે એક કંપની વિજ્ઞાપન ઉપર વધારે કસબ કરતી હોવાથી, પોતાનાં બજારોની હદ વધુ વિસ્તારવામાં સફળ થાય છે બીજી કંપનીની જાહેરખબર ફિક્કી હોવાને પરિણામે એ કંપનીની સિગારેટ વધુ પ્રમાણમાં ઊચકાતી નથી, પ્રચલિત બનતી નથી

ડોક્ટરો ઘણીવાર દરદીઓને એમ કહે કે, તમે વધુ સિગારેટ પીશો તો તમારું ગળું બળશે તો કંપની અમુક

વાતાવરણમાં કરેલા પ્રયોગોને અંતે એવું તારણ જનતા સામે મૂકે કે અમારી સિગારેટ પીવાથી ગળું બળતું નથી, તેવું અખતરાઓને અંતે પૂરવાર થયું છે. આથી જે લોકો ડરના માર્યા સિગારેટ પીવાની છોડી દેવાની માનસિક તૈયારી કરતા હોય તેવા સિગારેટ પીનારાઓની લાગણી આ ખાતરીથી સંતોષાય છે. આના સીધા પરિણામ રૂપે સિગારેટ ઓછી પીવાની વાત તો બાજુ પર રહી, પણ કયારેક પ્રમાણમાં વધુ સિગારેટો પીવાનું કામ આરંભી દે છે.

## અભિપ્રાયનું વશીકરણ :

ઘણીવાર નિષ્ણાતોના નામ નીચે અમુક અભિપ્રાયો વહેતા કરવામાં આવે છે આ નિષ્ણાતોએ અમુક પ્રકારનો અભિપ્રાય કયા સંજોગોમાં આપ્યો હતો તેની પૂર્વભૂમિકા વાચકોને જણાવવામાં આવતી નથી. આથી કરીને લોકો નિષ્ણાતોના અભિપ્રાયથી દોરવાઈ જઈને, કંપનીઓ તેમને જે રસ્તે દોરવા માગે છે. તે રસ્તે ઘેટાં-બકરાંની માફક દોરાઈ જાય છે. ઘણીવાર આવા નિષ્ણાતોના અભિપ્રાયો ખરીદી લીધા હોય છે. આવા ખરીદેલા અભિપ્રાયો ઘણી વાર પ્રજાનું ભલું કરવાની વાત તો બાજુ ઉપર રહી-પણ પ્રજાનું અહિત કરનાર હોય છે.

## તટસ્થ અભિપ્રાય :

વિષયના સાચો અભિપ્રાય મેળવવા માટે એક બીજો પણ અખતરો કરી શકાય. આવો અખતરો જો જાહેર

જનતાના પ્રતિનિધિઓ એવા સમયે હાજર હોય તો પ્રજાનો આવા પ્રયોગોમાં વધારે ઊંડો વિશ્વાસ બેસે. દાખલા તરીકે કયા પ્રકારની સિગારેટ સારી છે. તે નક્કી કરવા માટે પહેલાં વિષયની આંખે પાટા બાંધી દેવાના. આવી રીતે બાંધ્યા બાદ નિયમિત સમયના અંતરે તેને વિધવિધ કંપનીએ બનાવેલી સિગારેટ પીવા આપવાની. કઈ કંપનીએ સિગારેટ બનાવી છે તેનું સીધું યા આડતરું સૂચન નહીં કરવાનું. આના સ્વાદને ધ્યાનમાં લઈને જ એ વિષય જવાબ આપે તેથી તેનો સાચો અભિપ્રાય બહાર આવે. આમ તેના અભિપ્રાયમાં તટસ્થતા આવે અને આવી રીતે પસંદગી પામેલી કંપનીની સિગારેટ પ્રમાણમાં વધુ લોકો પીવાની પસંદ કરે.

### ઈનામોનું આકર્ષણ :

આવા પ્રકારે જનતાને પણ સામેલ કરવામાં આવે તો જનતા એ વસ્તુઓમાં પ્રમાણમાં વધારે રસ લે. વળી એ વસ્તુઓમાં કેવા પ્રકારના ફેરફારો કરવા જરૂરી છે તે માટે પોતાના સ્પષ્ટ અભિપ્રાયો આપી શકે. આના માટે જનતાને સારાં ઈનામો આપવાની પણ જાહેરાત કરી શકાય.

વશીકરણ દ્વારા વિજ્ઞાપનક્ષેત્રે જે જ્ઞાન મેળવવામાં આવે છે, તે જ્ઞાન મુખ્યત્વે બે હેતુઓ પાર ઉતારવા માટે મદદ કરે છે :

(૧) સૌ પ્રથમ ગ્રાહકો વસ્તુની ઝીણવટપૂર્વક તપાસ કરે છે. આ તપાસને અંતે વિજ્ઞાપન દ્વારા તેના ઉત્પાદકો જે સૂચનો કરે છે તે સાચાં છે કે ખોટાં તેની પરીક્ષા

કરે છે. વળી આ સૂચનોમાં કેટલા પ્રમાણમાં તથ્ય અથવા અતથ્ય રહેલું છે, તેની પણ યોગ્ય જાણકારી પ્રાપ્ત થઈ શકે છે.

(૨) આનાથી બીજો ફાયદો માલના ઉત્પાદકોને થાય છે. માલના ઉત્પાદકો એ વસ્તુ પર ખાસ અભ્યાસ કરતા પસંદગી ઉતારે છે કે ગ્રાહકો કયા કારણોસર માલ ઉપર પોતાની પસંદગીનો કળશ ઢોળે છે તેનો ખ્યાલ મેળવી શકે. આ દૃષ્ટિકોણનાં સૂચનો પોતાના વિજ્ઞાપનની પ્રેસકોપીમાં સાંકળી લેવાની તેમને તક મળે છે.

વશીકરણની મદદથી જ્યારે માલની માંગ વધે છે ત્યારે સમાજને પણ આનાથી એક સીધો ફાયદો થાય છે. વધારે લોકો જ્યારે વિપુલ પ્રમાણમાં માલની માગણી કરે છે ત્યારે ઉત્પાદકોએ તે માલનું ઉત્પાદન પ્રમાણમાં વધારવું પડે છે. આ ઉત્પાદન વધારવા માટે તેમણે વધુ માણસોને રોજી આપવી પડે છે. આથી એટલા પ્રમાણમાં વધારે માણસોને રોજગારી મળે છે.

માણસોને જ્યારે રોજગારી મળે ત્યારે તેમની સેવાઓના બદલામાં નાણાંકીય સાધનોની મદદ મળે છે. આ નાણાંકીય સાધનોની મદદથી એ લોકો પોતાના અને પોતાના કુટુંબ માટે વધારે માલ-સામાનની માગણી કરે છે. આથી ઉત્પાદકો વધુ વસ્તુઓનું વિપુલ પ્રમાણમાં ઉત્પાદન કરે છે. આમ વશીકરણ દ્વારા સૂચનો કરવામાં આવે અને માંગ વધે ત્યારે આખા સમાજને સીધા અથવા આડકતરા લાભો થાય છે.

ઘણીવાર અમુક પ્રકારની સગવડો મળતી હોવાનો ખ્યાલ સામાન્ય જનતાને હોતો નથી. વળી આવી વસ્તુઓ વાપરી પોતાનાં સુખ-સગવડમાં વધારો કરી શકાય છે તેવો તેમના મનમાં ખ્યાલ નથી હોતો; પણ જાહેરખબરોમાંથી ઉપસ્થિત થતાં સૂચનોમાંથી પોતાના જીવનને વધારે રસપ્રદ અને આનંદદાયક કઈ રીતે બનાવવું તેનો ખ્યાલ તેમને આવે છે. ઘણા કિસ્સાઓમાં તેમની કાર્યક્ષમતા પણ વધે છે.

આમ વશીકરણ-સિદ્ધાંતો વિજ્ઞાપનક્ષેત્રે બહુ ફળદાયી રીતે કામે લગાડી શકાય છે તે વસ્તુ એક નિર્વિવાદ સત્ય પૂરવાર થઈ છે.

## પ્રકરણ : ૧૭

# રોજિંદા જીવનમાં વશીકરણ

*

વશીકરણ વિજ્ઞાપનોમાં કઈ રીતે અસર કરે છે. વેચાણકલામાં કઇ રીતે અસર કરે છે, ખરાબ ટેવોના નિવારણ માટે વશીકરણ આપણને કઈ રીતે મદદ કરી શકે તેની વિગતો આપણે આગળનાં પ્રકરણોમાં જોઇ. આપણા રોજ-બ-રોજના જીવનમાં વશીકરણ કેટલો અગત્યનો ભાગ ભજવે છે, તેનો ખ્યાલ સંક્ષેપમાં આપણે આ પ્રકરણમાં મેળવીશું.

આપણે જ્યારે જન્મ ધારણ કરીએ છીએ, ત્યારે આપણને વારસામાં બે ભયો મળે છે. આપણે ગબડી પડીશું તેવો આપણને ડર લાગે છે. આ ડર સાથે બીજો પણ એક ડર આપણે ગળથૂથીમાં પીએ છીએ અને તે ડર વધારે પડતા અવાજનો છે. અકસ્માતથી અવાજ થાય તેનો પણ આપણને ડર લાગે છે.

### ડરનાં ઊંડાં મૂળ :

જન્મજાત આપણને આ બે ડર વારસામાં મળે છે. બાકીના ડર આપણા જીવનમાં એ પછીથી પ્રવેશે છે. આપણી

આજુબાજુના વાતાવરણમાં જે પ્રકારનાં સૂચનો કરવામાં આવે છે તેવાં સૂચનોના આધારે આપણા મગજમાં કેટલાક ડર ઘર ઘાલી બેસે છે.

આ સાથે બીજી પણ એક વસ્તુ ખાસ નોંધવા યોગ્ય છે. નાનપણમાં આપણા મનમાં ડર ખૂબ ઊંડા મૂળિયાં ઘાલી બેઠા હોય છે. તેમાંથી બહાર આવવા માટે, આપણે સજાગ યત્નો કરવા પડે છે. આવા ડર કઈ રીતે આપણા મનમાં આકાર લે છે, તેની પ્રાથમિક તપાસ નિષ્ણાતો કરે છે જે વાતાવરણમાં આપણા મનમા ડરે પ્રવેશ કર્યો હોય, તે વાતાવરણની અસર આપણા મનમાંથી કઈ રીતે ભૂંસાડી શકાય તેના ઉપર પણ અભ્યાસીઓએ સારી એવી તપાસ હાથ ધરી છે. તેના પરિણામનથી આપણને ખબર પડે છે કે આપણા આ ડરનુ નિર્મૂળન કરવા માટે આપણને વશીકરણ ઘણી જ ઉપયોગી સેવાઓ આપે છે. આ બે વસ્તુઓ પણ આપણે વિચારણા કરીશુ.

ઘણીવાર બાળક એકાદ માસનું હોય છે. આ ઉમરે તેનામા સમજ બહુ અલ્પ પ્રમાણમા વિકાસ પામેલી હોય છે. પણ માબાપ જો ઝઘડતા હોય અથવા મોટેથી અવાજ કરતા હોય તો બાળક દૂધ પી શકતું નથી કદાચ થોડુંક દૂધ પીએ તો તરત તે દૂધ ઓળી જાય છે-ઊલટી કરે છે, તેવું આપણને જોવા મળ્યુ છે ઘણીવાર આવુ દૂધ બાળકના પેટમાં થોડોક વધુ વખત રહ્યું હોય તો તેના પેટમા ચુંક આવવા માડે છે.

યુ હેવ ગોટ પેઇન ઇન સ્ટમક



તમોને પેટમાં દર્દ થઈ રહ્યું છે—નું સૂચન કરી વિષયના પેટમાં દર્દનો દુખાવો જન્માવતો વશીકરણવિદ્યાનો પ્રયોગ.

તમને પેટમાં દર્દનો દુઃખાવો થઈ રહ્યો છે તેવું સૂચન હિપ્નોટિસ્ટ તરફથી કરવામાં આવતાં મોટી ઉંમરનાં માણસો પણ વશીકરણ વિદ્યાની અસર તળે દુઃખવાનું દર્દ અનુભવે છે. (જુઓ ચિત્ર પાન ૧૮૪ પર.)

બાળક પોતાની મૂંગી ભાષામાં આ વસ્તુનો વિરોધ કરે છે. ઘણીવાર બાળક વધારે પ્રમાણમાં માંદું પડે છે. આની જવાબદારી તેના વાલીઓના શિરે છે; કારણ કે તેઓ મોટા અવાજથી લડયાં તેનું આ સીધું પરિણામ છે. બાળક જ્યારે જરાક ચાલતાં શીખે ત્યારે કાંઈક ને કાંઈક વસ્તુને પકડયા બાદ જ ચાલવાનો યત્ન કરે છે, તેવું આપણે અવલોકન કરી શકીએ છીએ. ઘણીવાર બાળકના માતાપિતા દૂર બેઠાં હોય અને તેને થોડુંક ચાલવું પડે ત્યારે પોતાની માતા અગર પિતા આગળ તે પહોંચે ત્યારે તે ખૂબ રાહતની લાગણી અનુભવે છે. માતા અથવા પિતાએ જો લાંબા હાથ કર્યા હોય, અને તેમા તે સમાઈ જાય ત્યારે તેના આનંદનો પાર રહેતો નથી! આ વસ્તુ સામાન્ય અવલોકન કરનારના ખ્યાલમાં આવ્યા વગર રહેતી નથી.

ઘણીવાર આપણાં માતાપિતા અમુક ડરની વાત કરે છે. ઘણીવાર આપણા મિત્રો તેમને લાગતા ડરની વાત કરે છે. ઘણીવાર આપણા શિક્ષકો આપણને કેટલીક વાતો કરીને અમુક વસ્તુથી બીવડાવે છે.

**મારનો ડર:**

આપણે એક ઉદાહરણ લઈએ. કોઇક નાનકડી શાળાના

## લોસ ઓફ મેમરી



આ પ્રયોગમાં હિપ્નોટિસ્ટ મેક્સ ડોલી માધ્યમની બધી સ્મૃતિ ભુલાવી દે છે અને માધ્યમના નામનો કૅથેરાઈન સ્પેલિંગ પણ તે યાદ કરીને ઉકેલી શકતી નથી !

હેડમાસ્તર શિસ્તપાલનમાં માનતા હોય અને નેતરની સોટી લઈને, સવારે અથવા સાંજે રાઉન્ડ મારતા હોય તો બીજા મદદનીશ શિક્ષકો તેમની પ્રતિભાનું બીક લાગે તેવું વર્ણન વિદ્યાર્થી સમુદાય પાસે કરે છે. આથી વિદ્યાર્થીઓ જ્યારે જ્યારે હેડમાસ્તરની મૂર્તિ જુએ છે–ત્યારે ત્યારે તેમને કદાચ નેતરની સોટીનો માર પડશે તેવા કલ્પિત ડરથી ડરી જાય છે, ફફડી ઊઠે છે. ઘણીવાર આ કલ્પનામાં પોષેલા ડરને લીધે હેડમાસ્તર દૂર હોવા છતાં પણ તેમના હાથ લાલચોળ થઈ જાય છે. હેડ માસ્તરે સોટી ન મારી હોય તોપણ તેમની હથેળીઓમાં સોટીઓ મારી હોય તેવા સોળ ઊઠી આવે છે. આમ સૂચનો આપણા બાલ્યકાળમાં આપણા મગજ ઉપર કેટલું આધિપત્ય જન્માવી શકે છે, કેટલી અસરો જન્માવી શકે છે, તે આપણા ખ્યાલમાં સરળતાથી આવી જાય છે. હિપ્નોટિસ્ટ મેક્સ કોલી એક છોકરી પર વશીકરણ પ્રયોગ કરતાં કહે છે કે, 'હું તારો શિક્ષક છું અને તારી યાદશક્તિ ગુમ થઈ ગઇ છે. તું હવે પછી તારું લખેલું નામ પણ વાંચી શકીશ નહિ; કારણ કે તારું એ બી સી ડીનું જ્ઞાન ગુમ થઈ ગયું છે.' અને આવા સૂચન બાદ કેથેરાઈન નામની કૉલેજિયન છોકરી પોતાના નામનો સ્પેલિંગ ઉકેલવા પણ અસમર્થ બની જાય છે. (જુઓ ચિત્ર પાન ૧૮૯ પર)

એક લેખકે પોતાને થયેલા ભયનું વર્ણન આ પ્રમાણે કર્યું છે : 'મારી માતાને જ્યારે દાંતના ડૉકટર પાસે જવું

પડતું ત્યારે તે કમને જતી. વળી તે અમને ઘણીવાર કહેતી કે ડૉક્ટરને ત્યાં અને તેમાં પણ દાંતના ડૉક્ટરને ત્યાં જવું એટલે તોબાહ બાપ! ડૉક્ટર કચકચાવીને જ્યારે દાંત ખેંચી કાઢે ત્યારે જે પીડા થાય તે પીડાનું વર્ણન કરવા મારી પાસે કોઈ શબ્દો નથી. આના કરતાં મરી જવું વધુ સારું.

તે વખતે હું પાંચ–છ વર્ષનો હતો. મારી માતાની આ વાત સાંભળીને મારા મનમાં પણ દાંતના ડૉક્ટર માટે એક નફરતની લાગણી જન્મી હતી. હું નવ વર્ષનો થયો ત્યારે મારો એક દાંત હલવા માંડયો હતો. આ પાડવા માટે મને દાંતના ડૉક્ટર પાસે લઈ જવાની અનિવાર્ય જરૂર ઊભી થયેલી.

ડૉક્ટર પાસે જવા મેં નન્નો વાર્યો હતો. મને ચાર જણા ઉપાડીને જ્યારે દાંતના ડૉક્ટર પાસે લઈ ગયા ત્યારે જ તે મારી કાયાને કાબૂમા રાખી શકયા. ડૉક્ટરે મારો દાંત કાઢયો ત્યારે પણ મારા હાથ–પગ બીજા લોકોએ પકડી રાખવા પડયા હતા.

આ પ્રસંગ બાળપણમાં બન્યો હતો. અત્યારે તેના ઉપર હું વિચાર કરું છું કે મારી માતાએ નાનપણથી જ અમારા મનમાં દાંતના ડૉક્ટરનું બિહામણું સ્વરૂપ ન ચિતર્યું હોત તો મને દાંતના ડૉક્ટર પાસે જવામાં એટલો બધો ડર ન લાગત. વળી મોટી ઉંમર થતાં પણ આની અસર રહે છે. વશીકરણવિદ્યાની અસર નીચે આવેલા વિષયોને હિપ્નોટિસ્ટ મેક્સ કોલી સૂચવે છે કે, 'તમારા દાંતમાં

અસહ્ય દુઃખાવો થઇ રહ્યો છે અને તેની પીડા તમોને બેચેન બનાવી રહી છે'—આટલું સૂચન થતાં વિષયોને દાંતમાં દર્દ થવા લાગે છે. (જુઓ ચિત્ર પાન ૧૯૦ પર)

માણસના મનમાં ઘણીવાર ડરનું પ્રમાણ હળવું હેય છે આપણા શરીર ઉપર નાનકડા પ્રકારના ગૂમડાં થાય તેને આપણે પંપાળીને મોટાં કરીએ છીએ. તેવી જ રીતે આપણા ડરને આપણે પંપાળીને મોટા કરતા હોઈએ તેવો આપણો ઘાટ કયારેક થતો હોય છે. આપણા મોટા ભાગના ડર આ જ રીતે વ્યાપક સ્વરૂપ લેતા હોય છે

આથી વડીલોએ એક વાતનું ખાસ ધ્યાન રાખવું જોઈએ કે, નાનાં બાળકોની હાજરી હોય ત્યારે ગમે તેમ બોલવું અથવા વર્તવું ન જોઈએ. નહીંતર બાળકો તેમના વર્તન અથવા વાતચીતમાંથી ન સ્વીકારવા જેવી વસ્તુઓ પણ પકડી લેશે. બાળકના કુમળા મન ઉપર એક પ્રકારની માઠી છાપ પડયા પછી એ છાપ કાઢવાનું કામ અતિ દુષ્કર બને છે.

**નબળાં સૂચનો:**

આપણા સાહિત્યમા એક કહેવત છે: 'પાણી પહેલા પાળ બાધવી સારી' અંગ્રેજીમાં આની સમાંતરી કહેવત છે, Prevention is better than cure' આ કહેવતોના ડહાપણને અજવાળે આપણે ચાલીને આપણું વર્તન જો સારી રીતે ઘડીએ તો આપણા બાળકો ખરાબ અથવા અયોગ્ય સૂચનો મગજમા ન પકડે અને એવાં સૂચનો

યુ હેવ ગોટ ટુ થેક



'તમોને દાંતનો દુખાવો થઇ રહ્યો છે' તેવુ સૂચન હિપ્નોટિસ્ટ તરફથી થતા ગધાયના દાંત દુખવા લાગે છે

મગજમાં સ્થિર થઇ ગયા પછી તેને નાબૂદ કરવાની કડાકૂટ કરવી ન પડે.

ઘણીવાર બાળકો રમત રમતાં હોય છે. ઘણીવાર વાલીઓને એમ લાગે છે કે બાળકો પોતાની વાત સાંભળતાં નથી. આવી ભ્રમણામાં રહીને પણ ઘણીવાર તે લોકો ગમે તેમ બોલે છે અથવા વર્તે છે. પણ અનુભવને અંતે આ વાત નક્કી કરી શકાઇ છે કે બાળકોના કાન અતિશય તીવ્ર હોય છે. મોટા ભાગે તે લોકો કશી પણ વસ્તુઓ ભૂલતા નથી. એટલે બાળકોની હાજરીમાં વાલીઓએ બનતાં સુધી, આશાવાદી, આનંદી અને વિજય મેળવવા માટે પ્રોત્સાહક બને તેવી વાતો કરવી. આથી બાળકના મનમાં સતત્ આશાવાદના, આનંદના અને વિજયના જ વિચારો ઘોળાય.

## રઘવાયાપણું :

વાલીઓ જો નકારાત્મક સૂચનો કરશે તો તેમનાં બાળકોની પ્રતિભા નકારાત્મક બનશે. આ વાતનું કદાપિ વિસ્મરણ થવું ના ઘટે. માતા હંમેશાં પોતાનાં દૈનિક કાર્યોમાં વધુ પડતો રઘવાટ કરતી હોય તો તેનાં બાળકો મોટાં થઈને વધુ પડતાં રઘવાટિયાં થશે તેમાં કોઇ શંકાને સ્થાન જ નથી. મા પોતાના કામમાં ધીરજ, સહનશીલતા અને ઉદ્યમનાં દર્શન કરાવે તો તેનાં બાળકો પણ તેવા પદાર્થ પાઠો શીખે.... આમ માના પોતાના વર્તન દ્વારા કેવા પ્રકારનાં સૂચનો બાળકનાં કુમળાં મગજ ઉપર રોપે છે, તેની આધારશિલા ઉપર બાળકની ભાવિ કારકીર્દિનો પાયો નંખાય છે. બાળકના જીવનની ઈમારત વધારે

મજબૂત અને નકકર બનાવવા માટે માતાએ ઉમદા પ્રકારનું વર્તન દાખવવું ઘટે.

## શરમાળપણું :

ઘણાં ઘરોમાં વધારે પડતું શરમાળપણું વાસ કરતું હોય છે. આવાં ઘરોમાં ઘણીવાર ડરનું સામ્રાજ્ય પથરાયેલું હોય છે. લોકો સમાજનાં ખૂબ ઋણી હોય તેવા મનોભાવો સાથે ઓશિયાળું જીવન જીવતા હોય છે આમ તેમના કૌટુંબિક જીવનમાંથી નિર્માલ્યતા પ્રેરે તેવાં સૂચનો ઊડતાં હોય છે. આથી આવા વાતાવરણમાં ઊછરેલાં બાળકોમા લઘુતાગ્રંથિ બંધાય છે.

## સંતાનોને સૂચન :

વશીકરણ દ્વારા પોતાનાં સંતાનોને કઈ રીતે સારાં સૂચનો આપવા તેનો અભ્યાસ જો સમજપૂર્વક વાલીઓ કરે તો આપણા સમાજ માટે ઘણું જ ઉપકારક કાર્ય થાય. આવાં સૂચનો દ્વારા બાળકની શારીરિક અને માનસિક તંદુરસ્તી પણ સારી રીતે વિકસાવી શકાય. આ સૂચનો જ્યારે લાગણીથી અને સ્નેહથી બાળકના મનમાં રોપવામાં આવે છે ત્યારે ભવિષ્યની અનિશ્ચિતતા તેના મનને દમતી નથી અને બાળકનો ઉછેર ખૂબ સારી રીતે થાય છે. આવી રીતે ઉછેર પામેલા બાળકને પોતાની પાછલી અવસ્થામાં માનસિક રોગો લાગુ પડતા નથી અને પોતાનું જીવન સારી રીતે વિકસાવવાની તેને સારી એવી પ્રેરણા અને કેળવણી મળે છે.

**સમતોલન :**

માણસે પોતાની લાગણીઓ ઉપર સમતોલન કઈ રીતે રાખવું તેની યથાયોગ્ય તાલીમ તેને આપવામાં આવી હોતી નથી. આ કારણથી તેને જાતજાતના અને ભાતભાતના રોગો થાય છે. વળી પરસ્પરવિરોધી લાગણીઓ–જેવી કે ચિંતા, વૈફલ્ય, સ્નેહ, હતાશા, ઈર્ષા, દુશ્મનાવટ ઈત્યાદિની સાથે કઈ રીતે પોતાનું વર્તન ઘડવું તેનો તેને ખ્યાલ હોતો નથી. વશીકરણમાં એકાગ્રતા અને પૃથક્કરણને સારું એવું મહત્ત્વ આપવામા આવે છે આવી એકાગ્રતા અને પૃથક્કરણવૃત્તિ વાલીઓ જો પોતાનાં સંતાનોને શીખવે તો સંતાનોએ આવી પરસ્પરવિરોધી લાગણીઓ વચ્ચે પોતાનું જીવન સમતોલ રાખીને કઈ રીતે જીવવું તેની ગતાગમ તેમને પડી શકે.

માણસ જ્યારે પૂર્ણ આરામ લેતો હોય ત્યારે તેના મનમા કોઈપણ પરત્વે ધિક્કારની ભાવના હોતી નથી. તેના મનમા કોઈપણ પ્રકારનો ભય વસવાટ કરતો હોતો નથી. તેના મનમાં કોઈ પણ પ્રકારની ચિંતા હોતી નથી. તેનો આત્મા પરમાત્મામાં મળી રહ્યો હોય અને જે પ્રકારનો આનંદ થાય તેવો આનંદ તેને મળતો હોય છે. કોઈની સાથે મનદુઃખ થયુ હોય તો તે દુઃખ કઈ રીતે નિવારવું તેના રસ્તા તેને મળી આવે છે આવો પૂર્ણ આરામ કઈ રીતે આપણે મેળવવો તેનું જ્ઞાન આપણને વશીકરણના અભ્યાસમાંથી મળી રહે છે.

## ટોળાંનો ડર :

કોઈક કારણસર આપણે મોટાં ટોળાંઓથી ડરીએ છીએ. આવા ટોળાંને જોઈને આપણી બુદ્ધિ ક્ષુબ્ધ બની જાય છે. આપણે કાંઇ નકકર વિચારણા કરી શકતા નથી. આપણે ઘણીવાર અંધકારના વાતાવરણથી ડરીએ છીએ. અમુક ઊંચાઇથી વધુ ઊંચાઈ ઉપર જઇએ તો આપણને તેનો ડર લાગતો હોય છે. આવા બધા ડરો આપણા મગજમાંથી કઈ રીતે કાઢી નાખવા તેનો ખ્યાલ આપણને વશીકરણના અભ્યાસમાંથી મળી આવે છે.

કુદરતમાં કયાંય સંપૂર્ણ શૂન્યાવકાશ નથી. કુદરતને આવી સ્થિતિ કયારે પણ ગમતી નથી. આવા શૂન્યાવકાશને મીટાવવા તે માટે વધુ નહીં તો પણ પવન ભરી દે છે. એ જ રીતે આપણા મનમાંથી ડર અને વિષાદ કાઢી નાખીએ તો ત્યાં શૂન્યાવકાશ થાય. કુદરતના નિયમ અનુસાર શૂન્યાવકાશ શકય નથી. એટલે આવી વિસંવાદી વૃત્તિઓ અને ખરાબ ટેવોને હાંકી કાઢવા અને તેની સાથે સારી વૃત્તિઓને ભરી દેવા અને હિંમત દાખલ કરવા માટે આપણા મનમાં નક્કર સૂચનાઓ કેમ કરવી તેનું જ્ઞાન આપણને વશીકરણના અભ્યાસમાંથી આસાનીપૂર્વક મળી રહે છે.

## વશીકરણ દ્વારા આરામ :

મહદ્ અંશે ઘણાખરા માણસોને આપણે વશીકરણના પ્રયોગોની અસર તળે લઈ શકીએ છીએ. આથી જે માણસોને સ્વાભાવિક રીતે પૂરતો આરામ મળી શકતો

નથી તે લોકોને આ પદ્ધતિ દ્વારા આપણે સારો આરામ આપી શકીએ છીએ. આ ઉપરાંત માણસ અમુક સંજોગોમાં જો નિષ્ક્રિય બને તો વાતાવરણનો વધુ રસાસ્વાદ મેળવી શકે છે. આ કારણથી જ્યારે કોઈ પણ વ્યક્તિને નિષ્ક્રિય મનોસ્થિતિમાં મૂકવાની હોય છે ત્યારે આ પ્રકારની તરકીબ બહુ સફળતાથી કામે લગાડવામાં આવે છે.

આ ઉપરાંત બીજી પણ વસ્તુનું અવલોકન કરી શકાયું છે. વશીકરણની અસર નીચે પુરુષો કરતાં સ્ત્રીઓ પ્રમાણમાં વધારે ઝડપથી અને વધારે સરળતાથી આવે છે. આનું કારણ એ છે કે સ્ત્રીઓનું ચિત્તતંત્ર મોટા ભાગે ઊર્મિપ્રધાન વધારે હોય છે, તે બુદ્ધિથી લાંબો વિચાર કરવા થંભતી નથી. સ્ત્રીઓની આ સામાન્ય નબળાઈ આવા પ્રયોગો માટે ઘણો જ મૂલ્યવાન સથવારો આપે છે.

પુરુષો બરાબર આનાથી ઊલટી દિશામાં હોય છે. કલાકારો, સંગીતકારો, લેખકો અને એવા બીજા કેટલાક વર્ગોમાં સમાવેશ પામતા પુરુષોની જો બાદબાકી કરવામાં આવે તો મોટા ભાગના પુરુષોનું જીવન બુદ્ધિવાદથી વધારે ખેંચાય છે. આથી તેમની સામે જે વસ્તુઓ ધરવામાં આવે છે, એ વસ્તુ માટે લાગણીથી પણ તેમને આસક્તિભાવ બંધાઈ ગયો હોય તોપણ પુરુષો આ વસ્તુને પોતાની બુદ્ધિના ત્રાજવામાં માપી જુએ છે કે આ વસ્તુ યોગ્ય છે કે અયોગ્ય. આવી રીતે બુદ્ધિપૂર્વકની ચકાસણી કર્યા બાદ જ પુરુષોને ગમે તો જ આવી વસ્તુનો સ્વીકાર કરે છે.

પુરુષોને લાગણીથી ઘણીવાર અમુક વસ્તુઓ ગમતી હોવા છતાં પણ તેમની બુદ્ધિ અમુક વસ્તુનો સ્વીકાર ન કરી શકે તો તેને પોતાના જીવનમાંથી બહાર કાઢી નાખતાં તેઓ અચકાતા નથી. જ્યારે સ્ત્રીઓની બાબતમાં તેમ નથી. સ્ત્રીઓને પોતાની બુદ્ધિથી અમુક વસ્તુ અયોગ્ય લાગે તોપણ તેને લાગણીથી એ વસ્તુ ગમતી હોય તો તેને પોતાના જીવનમાંથી બહાર કાઢતી નથી–કાઢી શકતી નથી. Women are controlled more their by hearts rather than by their heads. So the difference of approach crops up between men and women.

**વશીકરણ દ્વારા સારવાર :**

દાંતના ડૉકટરોએ વશીકરણના યથાયોગ્ય પ્રયોગો કરીને પોતાના દરદીઓને રાહત આપવા માટે સારી એવી પ્રગતિ સાધી છે. આવા ડૉકટરોએ એ માટે જહેમત પણ ઘણા સારા પ્રમાણમાં ઉઠાવી છે. જહેમત કર્યા વગર આપણે કશું જ સત્ત્વશીલ સર્જન કે ઉપાર્જન કરી શકતા નથી. આના સમર્થનમાં આપણા સાહિત્યમાં કહેવામાં આવ્યું છે : 'સિદ્ધિ તેને જઈ વરે જે પરસેવે નહાય.' તેનું ચરિતાર્થપણું દાંતના ડૉકટરોએ પોતાના પ્રયોગો દ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે.

આવા પ્રયોગો અમેરિકામાં સવિશેષે થયા છે. તેમાં પણ ખાસ કરીને ન્યૂયોર્ક, કેલિફોર્નિયા, નોર્થ ડાકોટા અને સાઉથ ડાકોટા વિસ્તારોમાં આ પ્રયોગો બહુ જ સારી રીતે

કરવામાં આવ્યા છે આ કારણથી દરદીનું દુઃખ પ્રમાણમા ઘણુ હળવુ બને છે તે સાતા અનુભવે છે તેનામા નવી આશાનો સચાર થાય છે આ કારણથી તેટલા અશે ડૉકટરનુ કામ પ્રમાણમા હળવુ બને છે, આસાન બને છે.

દાતના ડૉકટરોએ જે સિદ્ધિ પ્રાપ્ત કરી છે, તેવી સિદ્ધિ આપણે જીવનમા બીજા ક્ષેત્રોમા પણ હાસલ કરી શકીએ આમા કશી પણ શંકા રાખવાની જરૂર નથી જરૂર છે સારા પ્રયત્નોની ભગવાન ઉપર આસ્થા રાખીને જો આવા સારા પ્રયોગો કરવામા આવે તો તેના ઉજળા પરિણામો આવશે જ તેવુ આપણે મક્કમ વલણુ દાખવી શકીએ

## વશીકરણુ દ્વારા માનસિક રાહત :

માણુસને ઘણીવાર શારીરિક દુ ખ પ્રમાણુમા ઓછુ હોય છે અને માનસિક યાતના પ્રમાણુમા વધુ હોય છે આ માનસિક યાતના દૂર કરવા માટે વશીકરણુના પ્રયોગો ઘણી ઉપયોગી કામગીરી બજાવે છે આ માટે અનેક દાખલાઓ રોજિંદા જીવનમા મળી આવે છે આવી માનસિક યાતના ઘટાડવા માટે વશીકરણુના પ્રયોગો ઘણો ઉપયોગી ફાળો આપી શકે છે આ તબક્કે આપણે એક સ્ત્રીનું ઉદાહરણુ લઈએ

એક સ્ત્રીને એક દાતમા ખૂબ સખત પીડા થતી હતી તે દાતના ડૉકટર પાસે ગઈ દાતના ડૉકટરને તપાસ કરતા લાગ્યું કે આ દાતમા જે સડો પેઠો છે, તે સડો દવા કરવાથી નહી મટે વળી આ દાત જો કાઢી નાખવામા

નહીં આવે તો તે સડો આગળ વધીને બીજા દાંતો પણ ખરાબ કરશે. આથી પેલી સ્ત્રીની સંમતિ લઈને તેણે દાંત કાઢી નાખ્યો. દાંત સરખી રીતે કાઢયો હતો. ડૉકટર પોતાના કામમાં પારંગત પણ બહુ જ હતો. ઘા પૂરેપૂરો રૂઝાઈ ગયો હતો. આ છતાં પણ પેલી સ્ત્રીને પારાવાર દર્દ થતું હોવાથી કાળી ચીસો નાખતી હતી

આથી એકસ–રે લેવામાં આવ્યો. એમાં જણાયું કે પેલી બાઇના દાંતમાં કશી પણ ખરાબી હવે રહી ન હતી. આથી તેને કોઇ પણ પ્રકારનું દરદ કેમ થાય છે તે કોયડો હતો. આથી આ પ્રશ્ન એક માનસશાસ્ત્રીને સોંપવામાં આવ્યો માનસશાસ્ત્રી તરત જ નિદાન કરી શકયો કે હવે બાઈને કશું પણ શારીરિક દર્દ રહ્યું ન હતું. આથી વશીકરણની મદદથી તેને નિદ્રામાં સુવાડી અને સૂચન કર્યું : તમે આ નિદ્રામાંથી ઊઠશો એટલે તમારું બધું દર્દ ભાગી જશે! પેલી સ્ત્રીની બાબતમાં ખરેખર તેમ જ થયું.

તે મોહનિદ્રામાંથી ઊઠી ત્યારે તેનું દર્દ ખરેખર જ ગાયબ થયું જણાયું. તેણે હસતાં હસતાં ડૉકટરને કહ્યું કે હવે મને કશો પણ દુ:ખાવો થતો નથી અને કોઇની પણ મદદ વિના ઘેર જઈ શકીશ. જ્યારે તે દવાખાનામાં આવી ત્યારે તેને દર્દ થતું હોવાથી બે માણસ સાથે લાવી હતી, પાછા ફરતાં તેમની જરૂર ન હતી.

આમ માનસિક દરદોની માત્રા ઘટાડવા માટે વશીકરણના પ્રયોગો ઘણું સારૂં કામ કરે છે. શારીરિક રોગોની

જ્યારે ચિકિત્સા કરવામાં આવતી હોય છે ત્યારે પણ વશીકરણના પ્રયોગોનો ઉપયોગ કરવામાં આવે છે. આનાથી દરદી રાહત અનુભવે છે.

## શસ્ત્રક્રિયામાં વશીકરણ :

શસ્ત્રક્રિયા માટે હાલના જમાનામાં બેભાન કરે તેવી દવા ક્લોરોફોર્મ શોધાઈ છે. આવી દવા ન સૂંઘાડવી હોય તો ડૉકટરો ઘણીવાર ઈન્જેકશન આપીને શરીરનો એ ભાગ ખોટો કરી નાખે છે. આથી ખોટા કરેલા ભાગ ઉપર જ્યારે શસ્ત્રક્રિયા ચાલુ હોય છે ત્યારે દરદી શરીરના બીજા ભાગ ઉપર તેનું દર્દ અનુભવતો નથી. આથી એક સર્જને થોડા વખત પહેલાં શસ્ત્રક્રિયા ઉપર લેખ લખ્યો ત્યારે તેણે આ વિચારનું પ્રતિપાદન કર્યું હતું.

'તમારે શસ્ત્રક્રિયાથી હવે બિલકુલ ગભરાવાની જરૂર નથી. તમારી શસ્ત્રક્રિયા-ઓપરેશન જ્યારે ચાલુ હોય ત્યારે તમે સિગારેટ પીતા રહીને તમારી લાગણીઓને આનંદ ભર્યા વાતાવરણમાં રાખી શકો છો.'

'તમારા શરીર ઉપર ચાલતું ઓપરેશન જોવાની માનસિક હિંમત તમારામા હોય તો તમે તે ઓપરેશન જોઈ શકો છો. શરત માત્ર એટલી જ છે કે એ દૃશ્ય જોવાની તમારી માનસિક તાકાત હોવી જોઈએ.

'તમારો સ્વભાવ વાચાળ હોય અને તમે ઓપરેશન દરમિયાન સિસ્ટર્સ કે સર્જન સાથે વાત કરવા માગતા હો તો તમે આનંદથી વાત પણ કરી શકો છો.'

પણ તબીબી વિજ્ઞાને આટલી ગજબનાક પ્રગતિ કરી

ન હતી, ત્યારે પણ વાઢકાપ તો કરવા જ પડતા હતા. શસ્ત્રક્રિયાઓ તો કરવી જ પડતી હતી. આવા સમયે ડૉકટરો દરદીને અમુક વસ્તુ ઉપર પોતાના વિચારો ગૂંથી રાખવા માટે પ્રેરણા આપતા હતા. આ સૂચન ખૂબ સમજાવીને રીતે કરતા. આથી દરદીનું મન એ વિચારમાં પરોવાયેલું હોય અને ઓપરેશન કરવામાં આવે ત્યારે દરદીને પ્રમાણમાં વધારે દુઃખ લાગતું નથી.

આમ જીવનમાં પ્રત્યેક ક્ષેત્રોમાં હિપ્નોટિઝમે આપણને મૂલ્યવાન સેવાઓ આપી છે આવા જ્ઞાન-વિજ્ઞાનનું આપણે મહત્ત્વ સ્વીકારવું જ રહ્યું. હિપ્નોટિઝમ ઉપરનો તમારો અભ્યાસ વધારશો અને ઊંડો બનાવશો તો તમે તો જીવનમાં આગળ આવી શકશો જ–પણ બીજાઓને પણ આગળ આવવા માટે ખૂબ મદદરૂપ થઈ શકશો.







## પ્રકરણ : ૧૮

# વશીકરણક્ષેત્રે કરાયેલા કેટલાક ચમત્કારિક પ્રયોગો



એક માણસ જે પ્રકારનું કામ કરી શકે છે તે પ્રકારનું કામ બીજો માણસ પણ કરી શકે છે. આવી મતલબનું એક અંગ્રેજી વાક્ય થોડા વખત પહેલાં મેં વાંચ્યું હતું. મારી શ્રદ્ધા આ વાક્યમાં ખૂબ ઊંડી છે. બીજાઓ જેટલા પ્રયત્નો કરે છે તેટલા પ્રયત્નો આપણે કરીએ–બીજાઓ જેટલો ખંત બતાવે છે તેટલો ખંત આપણે બતાવીએ–બીજાઓ જેટલી નિષ્ફળતાઓનો મારો સહનશીલતાથી વેઠી લઈને પણ પ્રયત્નોની દીવડીને બુઝાવા નથી દેતા, તેવું આપણે જો કરીએ તો મારી ખાતરી છે કે બીજાઓ જે કાર્યો સારી રીતે પાર ઉતારી શકયા છે તેવાં કાર્યો આપણે પણ સારી રીતે પાર ઉતારી શકીએ. આ વાત સર્વાંશે સત્ય છે, સત્ત્વશીલ છે, બની શકે તેવી છે. આમાં કોઈ પણ પ્રકારની શંકા લાવવાની જરૂર નથી.

બીજાઓએ વશીકરણક્ષેત્રે કરેલા કેટલાક પ્રયોગોનું

ટૂંકમાં વર્ણન એટલા માટે આ પ્રકરણમાં સામેલ કર્યું છે, કે જે વાંચીને વાંચકોને પ્રેરણા મળે અને તે લોકો પણ આવા પ્રયોગો કરવા પ્રેરાય. આ શુભાશયથી આ પાનાંઓ પર અમે આવા પ્રયોગોની રજૂઆત કરી છે. ચાલો ત્યારે, વશીકરણના પ્રયોગોની એ અવનવી સૃષ્ટિમાં :

(૧) અમેરિકામાં જેમ્સટાઉન નામનો ભાગ છે. આ ભાગમાં ડૉ. જેસન પાર્કર નામના એક ડૉક્ટર થઈ ગયા. આ ડૉક્ટરને વશીકરણના પ્રયોગોમાં ખુબ શ્રદ્ધા હતી. બેભાન કરવા માટે બનતાં સુધી દવાઓ ન જ વાપરવી એવી તેમણે મનોમન ગાંઠ વાળી હતી. અને તેથી વશીકરણની અસર નીચે તેઓ ખૂબ સારી રીતે શસ્ત્રક્રિયા કરી શકતા.

સ્ત્રી જ્યારે બાળકને જન્મ આપવાની હોય છે ત્યારે ઘણીવાર તેને પ્રસૂતિવેદના હૃદયહારની થાય છે આ વેદનાની માત્રા ઘટાડવા માટે પણ તેઓશ્રી વશીકરણના પ્રયોગો કરતા.

## સુખદ પ્રસૂતિ માટે વશીકરણ :

આવી એક સ્ત્રી એ ડૉક્ટર પાસે આવી. એ ગર્ભિણી સ્ત્રી અત્યંત વેદનાથી પીડાતી હતી વિધેય તરીકે પાત્રતા દર્શાવતા તેનામાં ઘણા સારા ગુણો હતા. પ્રસૂતિની પીડા ઘટાડવા માટે ડૉક્ટરે વશીકરણના પ્રયોગથી તેને સુવાડી દીધી. તે સૂતી ત્યારે તેના મનમાં મજબૂત પ્રકારનું સુચન કરવામાં આવ્યું કે, તને પ્રસૂતિ ખૂબ સુખશાંતિથી થશે. તને આ વખતે બિલકુલ વેદના થશે નહિ.

પેલી બાઈ સૂઈ ગઈ. પ્રયોગ સારી રીતે પાર ઊતર્યો. પછી તેને જગાડવામાં આવી ત્યારે તેને બિલકુલ દુઃખ થતું ન હતું. તેણે થોડીક પળો પહેલાં જ બાળકને જન્મ આપ્યો હતો. પણ તે ઊભી થઈ અને બિછાનાની બહાર જવા માંડી.

તેને ખબર ન હતી કે બાળકને તે જન્મ આપી ચૂકી છે. પૂછપરછ કરતાં લોકોએ તેને કહ્યું : 'તને ડૉક્ટરે નિદ્રામાં સુવાડી ત્યારે બાળકને જન્મ આપ્યો હતો પણ વશીકરણની અસર નીચે તને તેનું દુઃખ થતું ન હતું.'

આમ વશીકરણની મદદથી સ્ત્રીઓને પ્રસૂતિનું દર્દ પ્રમાણમાં ઘણું હળવું બનાવી શકાય છે–માની ન શકાય તેટલા પ્રમાણમાં હળવું બનાવી શકાય છે–આ વાતની પ્રતીતિ એ ડૉક્ટરે જગતને કરાવી.

**ગાંડપણ દૂર કરવામાં વશીકરણ :**

(૨) ડૉ. ઑગસ્ટ વોઇસીન સહનશીલતાની જીવતી જાગતી મૂર્તિ સમાન હતા. તેમણે બીજાઓને કાજે જીવનમાં ખૂબ જ દુઃખો સહન કર્યાં હતાં. આવા પ્રકારનાં દુઃખો સહન કરીને, માનહાનિ સહન કરીને તેમણે પોતાનું કામ જારી રાખ્યું હતું. ઘણીવાર ડગલે ને પગલે તેમનું અપમાન થતું; કારણ કે તેઓશ્રી ગાંડાની હૉસ્પિટલના વડા હતા.

ગાંડાઓ અપમાન કરે તેનું મનમાં દુઃખ રાખીને ભાગી જાય અથવા કામ બંધ કરે તો સમાજને નુકશાન જાય. ડૉક્ટર ઘણા જ સમજુ હતા. વશીકરણની મદદથી

## ઈન ધ મેડ વર્લ્ડ



૧

સુંદર રૂપવતીને નિહાળતા અને પોતાની પાસે બોલાવતા પાગલ જેવા બની ગયેલા માધ્યમો પાગલોની દુનિયામા આવી પડયા છે

### અમેરિકન પ્રમુખને થયેલ વશીકરણવિદ્યાનો પરચો :

(૩) ડૉ હાર્દફાઇડે આ દિશામા અમેરિકામા એક ખૂબ મોટો પ્રયોગ કર્યો હતો. આ પ્રયોગની વિગત દૂકમાં આ પ્રમાણે છે :

'તેમણે પોતાના એક દર્દીને ઊંઘમાં નાખ્યો. આ વિષેય ખૂબ સંવેદનશીલ અને કલ્પનાશીલ મગજ ધરાવતો હતો. આથી તેની ઉપયોગિતા ડૉક્ટર માટે ઘણી હતી.

તેમણે વિષેયને સૂચના કરી: 'અત્યારે તું અમેરિકાના પ્રમુખના ઘેર–White houseમાં જા. ત્યાં શું બને છે તેની ખબર કાઢ. તું જ્યારે જાગે ત્યારે તારે આ વાત સંપૂર્ણપણે મને કરવી પડશે.'

વિષેય આ સૂચના અનુસાર મનની શક્તિથી વ્હાઈટ હાઉસમાં પહોંચી ગયો. તે રાષ્ટ્રપતિ વુડ્રો વિલ્સનની ખાનગી ચેમ્બરમાં દાખલ થયો. આ ખંડમાં દાખલ થવાનું કામ ભલભલા માટે પણ દુષ્કર હતું; પણ વિદ્યાના પ્રભાવથી તે આટલે સુધી આવી શક્યો હતો.

તે વખતે પ્રમુખ વિલ્સન પર પરદેશથી એક અતિ અગત્યનો ખાનગી તાર આવ્યો હતો. આ તાર તે વાંચતા હતા. તારની બધી વિગત વિષેયે વાંચી લીધી.

વિષેયે આવીને ડૉક્ટરને તારની અક્ષરશઃ વિગત કહી સંભળાવી. આ વિગતો ખૂબ જ અગત્યની હોવાથી ડૉક્ટરે વિષેયે કહ્યા પ્રમાણે કશા પણ ફેરફાર વગર તેમને તેમ ઉતારી લીધી.

આ વિગતની વધારે જાણ બીજાઓને ન થાય તેથી વિષેય આ આખો પ્રસંગ ભૂલી જાય, તે માટે ડૉક્ટરે તેને વિસ્મૃતિ થાય તેવી ટ્રીટમેન્ટ આપી.

ઘણા દરદીઓનાં જીવન તેમણે જીવવા જેવાં બનાવ્યાં હતાં. દરદીઓનું ગાંડપણ નસાડી દઈને, દરદીઓને ડાહ્યાડમરા બનાવીને જીવનના રસ્તાઓ ઉપર આનંદથી મજલ કરવા માટે તેમણે બહાર મોકલ્યા હતા.

તેમની પાસે એક વખત ખૂબ ગાંડી થયેલી સ્ત્રીને લાવવામાં આવી હતી. આ સ્ત્રીને અપૂર્વ શાંતિથી પોતાની સામે ડૉક્ટરે બેસાડી.

આ સ્ત્રીએ પહેલાં તો ડૉક્ટરને અશ્લીલ શબ્દોમાં ખૂબ ગાળો દીધી.

ડૉક્ટર ઉપર તે થૂંકી.

ડૉક્ટરે તેને દવા પિવડાવવા માટે આપી તે દવા ત્રણ વાર ઢોળી દીધી.

ડૉક્ટર ચતુર હતા. તેમને ખ્યાલમાં હતું કે આવી નારી પાસેથી કઈ રીતે કામ લઈ શકાય. તેમણે પહેલાં પેલી સ્ત્રીનો ઊભરો શમી જવા દીધો આ ગાંડી બાઈને નવાઇ લાગી કે સામેથી પ્રતિકાર શા માટે નથી થતો. આવું વર્તન તેની સાથે પ્રથમવાર જ કોઈએ કર્યું હોય તો તે આ ડૉક્ટર હતા. આથી તે ઢીલી પડી. હવે ડૉક્ટર માટે આગળ વધવાની અનુકૂળ પરિસ્થિતિ સર્જાઈ. ડૉક્ટરે પોતાની આંખો પેલી ગાંડી બાઇની આંખો ઉપર ખૂબ શાંતિથી સ્થિર કરી. બન્ને ત્રણ કલાક સુધી એ પ્રમાણે બેસી રહ્યા. કલાકને અંતે સ્ત્રીનાં પોપચાં ઢળ્યાં. તેને ઊંઘ આવવા લાગી. અને તે ઊંઘી ગઈ.

તે ઊંઘતી હતી ત્યારે ડૉકટરે તેને સૂચના આપી : ' તારું ગાંડપણ હવે કાયમ માટે ચાલ્યું જશે તે પાછું ક્યારેય પણ આવશે નહિ.' વારંવાર આ સૂચન ડૉકટરે સ્પષ્ટપણે મોટેથી ઉચ્ચાર્યું.

સ્ત્રી જ્યારે ઊંઘમાંથી ઊઠી ત્યારે તેનામાં ફેરફાર થયો હતો. મૂક ભાષામાં આંખોની મદદથી ડૉકટરનો તેણે આભાર માન્યો. ડૉકટરે તેને ત્યાં જ રહેવા દીધી. ધીમેધીમે નાનાં નાનાં કામો તેને સોંપવા માંડયાં.

પાંચ–છવાર આવી રીતે તેને ટ્રીટમેન્ટ આપવામાં આવી ત્યાર પછી તે તદ્દન સારી અને ડાહી થઈ ગઈ. ડૉકટરે તેને નર્સની તાલીમ અપાવી. આ તાલીમ તેણે ખૂબ યશસ્વી રીતે કરીને, તે જ હૉસ્પિટલમાં પરિચારિકા (નર્સ)નું કામ લીધું અને પોતાના કામને તેણે ઉજ્જવળતા આપી.

આમ વશીકરણના સફળ પ્રયોગથી એ નર્સના જીવનનો નકશો આબાદ રીતે પલટાઈ ગયો.

વશીકરણવિદ્યાથી જો ડાહ્યા દેખાતા માણસોને ગાંડા જેવા બનાવી શકાતા હોય તો ગાંડાને જરૂર ડાહ્યા બનાવી શકાય. હિપ્નોટિસ્ટ મેકસ કોલી વિષયોને સૂચન કરે છે કે, ' તમારી સમક્ષ સુંદર રૂપવતીઓ અવનવા પ્રકારનું નૃત્ય કરી રહી છે, અને જુઓ, તમોને પણ પોતાની સાથે નાચવા માટે બોલાવી રહી છે.' આટલું સૂચન થતાં વિષયો ગાંડા જેવા બનીને રૂપસુંદરી જાણે કે સાચું નૃત્ય કરી રહી હોય તેમ નિહાળી રહ્યા છે (જુઓ ચિત્ર પાન-૨૦૬ પર).

## ઈન ધ મેડ વર્લ્ડ



સુંદર રૂપવતીને નિહાળતા અને પોતાની પાસે બોલાવતા પાગલ જેવા બની ગયેલા માણસો પાગલોની દુનિયામાં આવી પડયા છે

### અમેરિકન પ્રમુખને થયેલ વશીકરણવિદ્યાનો પરચો :

(૩) ડૉ. હાલ્ફાઈડે આ દિશામાં અમેરિકામાં એક ખૂબ મોટો પ્રયોગ કર્યો હતો. આ પ્રયોગની વિગત ટૂંકમાં આ પ્રમાણે છે.

'તેમણે પોતાના એક દર્દીને ઊંઘમાં નાખ્યો. આ વિષય ખૂબ સંવેદનશીલ અને કલ્પનાશીલ મગજ ધરાવતો હતો. આથી તેની ઉપયોગિતા ડૉકટર માટે ઘણી હતી.

તેમણે વિષયને સૂચના કરી : 'અત્યારે તું અમેરિકાના પ્રમુખના ઘેર–White houseમાં જા. ત્યાં શું બને છે તેની ખબર કાઢ. તું જ્યારે જાગે ત્યારે તારે આ વાત સંપૂર્ણપણે મને કરવી પડશે.'

વિષય આ સૂચના અનુસાર મનની શક્તિથી વ્હાઇટ હાઉસમાં પહોંચી ગયો. તે રાષ્ટ્રપતિ વુડ્રો વિલ્સનની ખાનગી ચેમ્બરમાં દાખલ થયો. આ ખંડમાં દાખલ થવાનું કામ ભલભલા માટે પણ દુષ્કર હતું; પણ વિદ્યાના પ્રભાવથી તે આટલે સુધી આવી શક્યો હતો.

તે વખતે પ્રમુખ વિલ્સન પર પરદેશથી એક અતિ અગત્યનો ખાનગી તાર આવ્યો હતો. આ તાર તે વાંચતા હતા. તારની બધી વિગત વિષયે વાંચી લીધી.

વિષયે આવીને ડૉકટરને તારની અક્ષરશઃ વિગત કહી સંભળાવી. આ વિગતો ખૂબ જ અગત્યની હોવાથી ડૉકટરે વિષયે કહ્યા પ્રમાણે કશા પણ ફેરફાર વગર તેમને તેમ ઉતારી લીધી.

આ વિગતની વધારે જાણ બીજાઓને ન થાય તેથી વિષય આ આખો પ્રસંગ ભૂલી જાય, તે માટે ડૉકટરે તેને વિસ્મૃતિ થાય તેવી ટ્રીટમેન્ટ આપી.

બીજા દિવસે ડૉક્ટર સાહેબ પ્રમુખશ્રીને મળવા ગયા. વાતમાં ને વાતમાં તેમણે તારની બધી વિગતો કહી સંભળાવી.

શ્રી વિલ્સનના આશ્ચર્યનો પાર ન રહ્યો. કારણ આ તાર ખૂબ જ ખાનગી અને ખૂબ ઉપયોગી હતો. તેની વાત તેમણે કોઈને કરી ન હતી. આથી તેમને ખૂબ અચંબો થયો કે આ વિગત ડૉક્ટરના ખ્યાલમાં કયાંથી? અને તે પણ અક્ષરે અક્ષર?

ડૉક્ટરને તેમણે ખૂબ માનપાનપૂર્વક બેસાડયા. તેમનો આતિથ્યસત્કાર કર્યો અને પછી દબાણ કરીને ડૉક્ટરને પૂછયું કે, 'તમારી પાસે આ વિગતો કયાંથી આવી?'

ડૉક્ટરે રહસ્યનો પડદો ખોલતાં કહ્યું: 'મારા વિષયને મેં મારા પ્રયોગની મદદથી માનસિક રીતે તમારા ખંડમાં મોકલ્યો હતો. તેણે આ વિગતો અક્ષરશઃ મને કહી.' સાથે સાથે પ્રમુખશ્રીને તેમણે ખાતરી આપી:

'આ તારની વિગતો વિષયને ભુલવાડી દેવામાં આવી છે. બીજું, હું આ વાત અન્ય કોઈને પણ કહીને રાષ્ટ્ર વિરોધી પગલું નહીં ભરું તેવી ખાતરી રાખજો.'

ત્યારે પ્રેસિડેન્ટ વિલ્સનનો શ્વાસ હેઠો બેઠો. તેમણે ડૉક્ટર સાહેબને બહુ મોટું ઈનામ આપ્યું. આ પ્રસંગ પછી એમ જણાય છે કે વશીકરણના વિજ્ઞાન ઉપર પ્રમુખશ્રીની શ્રદ્ધા ખૂબ ઊંડી ગઈ હતી. આ વસ્તુ કપોલકલ્પિત ગપ્પાં નથી પણ ચોક્કસ પ્રકારની વિદ્યા અને ચોક્કસ પ્રકારનું વિજ્ઞાન છે, એ વાત તેમણે કબૂલ રાખેલી.

## બાળા માટે વશીકરણ :

(૪) માણસમાં ઘણીવાર ખૂબ વિશાળ શક્તિઓ છુપાયેલી પડી હોય છે. આ શક્તિ અમુક પ્રકારના શરમાળપણા અને અતડાપણાને લીધે બહાર આવતી નથી. આવા પ્રકારના લોકોની શક્તિઓને બહાર લાવવા માટે વશીકરણના પ્રયોગો ઘણીવાર ખૂબ ઉપયોગી કામ આપે છે. તેના સમર્થનમાં અમે અહીંયા એક પ્રયોગની વાત રજૂ કરીએ છીએ.

ન્યૂયોર્કમાં જોન ડી કવેકબેનોસ નામના એક સારા હિપ્નોટિસ્ટ થઇ ગયા. તેમણે ઘણા લોકોમાં છુપાયેલી શક્તિઓ બહાર લાવવા માટે મદદ કરી હતી. તેમની પાસે એક નાનકડી બાળાને લાવવામાં આવી હતી. તેનો કંઠ ખૂબ સુંદર હતો. લોકો તેને સાંભળવા ઝંખના કરતા હતા.

પોતાના માબાપ પાસે આ બાળા ખૂબ સારી રીતે ગાઈ શકતી. પણ સ્ટેજ ઉપર બેસાડવામાં આવે કે તરત જ તે ભયભીત થઇ જતી અને ગાઇ શકતી નહિ.

કવેકબેનોસે તેને નિદ્રામાં મૂકી. તેને હિંમત આપતાં સૂચનો કરીને કહ્યું : 'ભગવાને તને બહુ જ સુંદર કંઠની ભેટ આપી છે. આ ભેટનો ઉપયોગ સમાજના લાભ માટે તારે કરવાનો છે. તું આનંદથી ગા, લોકોનું મન રંજન થશે. વળી તારા કુટુંબની આવક પણ સારા પ્રમાણમાં વધી જશે–જેથી કરીને તમે લોકો આનંદપૂર્વક જીવન વીતાવી શકશો.' પેલી બાળાના મન ઉપર આ

પ્રકારના વિચારો હિપ્નોટિસ્ટે ખૂબ સારી રીતે ઠસાવ્યા. બાળામાં હિંમત આવી. તેણે સારી રીતે ગાયું. લોકો તેના ઉપર આફરીન થઈ ગયા. તેના વધુ કાર્યક્રમોની માંગ જનતા કરવા લાગી.

પેલા હિપ્નોટિસ્ટે તેને સાત-આઠવાર આ પ્રકારની ટ્રીટમેન્ટ આપ્યા બાદ, તેના શરમાળપણા અને સંકોચને નસાડી મૂકયા. તે સારી ગાનાર બાળા તરીકે પ્રસિદ્ધિમાં આવી. તેનામાં આટલો બધો ફેરફાર કઈ રીતે આવી શકયો તેના મૂળમાં લોકો ઊતર્યા ત્યારે ખબર પડી કે વશીકરણની મદદથી તેની સૂતેલી શકિતઓ ખૂબ સારી રીતે વિકસી શકી.

આ વાતની વર્તમાનપત્રોએ ખૂબ તારીફ કરી. આવા અનેક પ્રસંગો બનવાથી લોકોની વશીકરણના વિજ્ઞાન ઉપરની શ્રધ્ધા વધારે ઊંડી જાય છે તેમા શંકા નથી. વશીકરણ માટે જે ગેરસમજનું વાતાવરણ પથરાયેલું હતું તે દૂર થાય છે.

## વશીકરણની માયાજાળ :

(૫) વશીકરણની મદદથી લોકોનાં મગજમાં કલ્પનાનો આભાસ ઉપસાવી શકાય છે. ઘણા હિપ્નોટિસ્ટો તમને વાસ્તવમાં બટેટા ખવડાવે, પરંતુ તમારી પાસે એમ કબૂલ કરાવે કે તમે સફરજન ખાધું છે. આ સફરજનનો સ્વાદ ખૂબ સુંદર હતો અને હજુ તમે વધારે સફરજન ખાવા માટે ઉત્સુકતા ધરાવો છો.

તમે વિષયને તમારી અસર નીચે પહેલાં બરાબર લાવો, તેને સિગારેટ પીવાનો શોખ હોય તો પૂછો કે,

'તમારે સિગારેટ પીવાની ઇચ્છા છે?'

તે તમને હા પાડશે,

તેના હાથમાં બંધ કરેલું ચપ્પુ આપો. તમારા સૂચનની અસર નીચે તે ચપ્પુને સિગારેટ સમજી પીવાનો પ્રયાસ કરશે. તમારી પાસે સળગાવવા દિવાસળીનું બાકસ માગશે, આમાં જનતાને પણ ખૂબ આનંદ પડશે. આવા સામાન્ય પ્રયોગો અને અસામાન્ય મહત્ત્વ ધરાવતા ઘણા ઘણા પ્રયોગો વશીકરણક્ષેત્રે કરાયા છે—કરવામાં આવે છે ભવિષ્યમાં કરવામાં આવશે.

## ટપાલદ્વારા વશીકરણ :

વશીકરણના આ પ્રયોગોમાં એક કદમ આગળ ઉપાડવામાં આવ્યું છે. ઘણીવાર પ્રયોગ કરનાર હિપ્નોટિસ્ટ અને વિષેય એકબીજાથી ભૌગોલિક રીતે દૂર અંતરે હોય તોપણ આવા પ્રયોગો બહુ સફળ રીતે કરાયા હોવાના દાખલાઓ નોંધાયા છે.

વિદેશોમાં ઘણીવાર ડૉક્ટરો અને હિપ્નોટિસ્ટો પોતાનાં દર્દીઓને મદદ કરવા અને તેમનું દુઃખ હળવું બનાવવા માટે ટપાલના માધ્યમ દ્વારા સૂચનો લખીને મોકલે છે. આ સૂચનોની મદદથી દર્દીઓને મુગ્ધ કરવામાં આવે છે. આમાં કોઈ ખાસ રીતો અજમાવવામાં આવતી નથી. આપણે સાદો પત્ર ટપાલમાં લખીને જે રીતે મોકલીએ તેવી જ રીતે આવી સૂચનાઓથી ભરેલો પત્ર ટપાલમાર્ગે રવાના કરવામાં આવે છે.

આવા પ્રયોગો હજી મર્યાદિત પ્રમાણમાં જ કરી

શકાય છે; પરંતુ ભવિષ્યમાં જો આ પ્રયોગો વિશાળ પાયા ઉપર કરી શકાશે તો માનવજાત માટે એ વસ્તુ ખૂબ ખૂબ ઉપકારક બનશે તેમ જણાય છે.

આવી રીતે ટપાલ દ્વારા જ્યારે આ પ્રકારના પ્રયત્નો કરવામાં આવે ત્યારે એક બીજી ખાસ સૂચના ધ્યાનમાં રાખવી જોઈએ પ્રત્યક્ષપણે જ્યારે આવો પ્રયોગ કરવામાં આવે છે ત્યારે તેનાં સૂચનો ચાર-પાંચવાર આપવામાં આવે છે. એ જ પ્રમાણે જ્યારે પત્રો દ્વારા સૂચનો આપવામાં આવે તે સૂચનો ચાર-પાંચવાર જુદી જુદી રીતે લખવાં જરૂરી છે. આમ બને તો જ તેની અસર વિષયના મગજ ઉપર સારી રીતે થાય અને તેનાં મનધાર્યાં પરિણામ આવી શકે.

આવી રીતે પરોક્ષપણે કરવામાં આવતા પ્રયોગોમાં પણ નિદ્રા અગત્યનો ભાગ ભજવે છે. આથી ઘણા હિપ્નોટિસ્ટો પોતાના વિષયને એ પ્રમાણે સૂચના આપે છે કે તેમને જ્યારે ખૂબ નિદ્રા આવતી હોય એવી અવસ્થામાં આ પત્ર વાંચવો. આથી માણસના મનમાં આ સૂચનો ઘણી સારી રીતે પ્રવેશી શકે છે. વળી માણસ ઊંઘમાં પડે ત્યારે તેનું અસંપ્રજ્ઞાત મગજ ( subconcious mind ) પ્રમાણમાં વધારે તેજ ગતિથી કામ કરીને આ સૂચનોનો સ્વીકાર કરી લે છે. આમ આ સૂચનોના સ્વીકાર માટેની અનુકૂળ ભૂમિકા થઈ હોવાને પરિણામે—તે સૂચનોનો અમલ વિષય જલ્દીથી કરે છે અને તેનાં સુભગ પરિણામો આવે છે.

આવાં સૂચનો સ્પષ્ટ ભાષામાં લખવાં જોઈએ. આમાં દ્વિઅર્થી ભાષા ન વાપરવી. બને એટલાં સરળ અને ટૂંકાં

વાક્યો દ્વારા પત્ર લખનારે વિષેયને સૂચનાઓ આપવી, જેથી વિષેય કોઈની પણ મદદ લીધા વગર પણ સૂચનો સમજી-વાંચી-વિચારી તેનો સંપૂર્ણપણે અમલ કરી શકે.

## સેલ્ફ-સજેશન-આત્મસૂચન :

વિષેય પોતે માનસિક અને આધ્યાત્મિક રીતે આગળ વધે તો પોતાની જાતને પણ સૂચનાઓ આપીને પોતે કરવા ધારેલું કામ કરી શકે છે. આવાં સૂચનોને અંગ્રેજીમાં self suggestions કહેવામાં આવે છે; આવી રીતે જ્યારે કામ કરવામાં આવે છે ત્યારે વિષેય અને હિપ્નોટિસ્ટ એવી બે વિભિન્ન વ્યક્તિઓ રહેતી નથી; પરંતુ આ બે કામગીરી એક જ વ્યક્તિ બજાવે છે. આવી સૂચનશક્તિ કેળવવા માટે માણસે બીજા ગુણો પણ ખીલવવા જરૂરી છે. માણસે સંકલ્પશક્તિ સારા પ્રમાણમાં કેળવવી પડે છે. આ ઉપરાત અનુભવ દ્વારા પણ માણસ નક્કી કરી શકે છે કે પોતાની શક્તિઓને વિરાટ ઉપયોગ કરીને, તે અમુક કાર્યો સારી રીતે પાર પાડી શકે તેવી શક્તિઓ ધરાવે છે.

સૂચન આપણા જીવનમા ખૂબ અગત્યનો ભાગ ભજવી શકે છે. માણસ પોતાની જાતને ભવ્ય અને મહાન સૂચનો આપીને, સારાં કાર્યો કરી શકે.

સ્વસૂચનનું પદ્ધતિસર જ્ઞાન મેળવીને લોકો ઉદ્યોગ-ધંધામાં અથવા પોતે પસંદ કરેલા જીવનક્ષેત્રમાં સારી રીતે આગળ વધી શકે. દરેક માણસ યથાશક્તિ, યથામતિ પોતાના જીવનના કિલ્લા ઉપર આદર્શોના ધ્વજો લહેરાવવા માટે પણ સ્વસૂચનોનો ઉપયોગ કરી શકે છે.

માણસ ખરાબ ટેવ કાઢવા માગતો હોય અને તેના સ્થાને સારી ટેવો ભરવા માગતો હોય તો આ ઉપયોગી કામગીરી માટે સ્વસૂચનો અગત્યનો ભાગ ભજવે છે.

એ જ રીતે પરીક્ષાઓમાં ઝળહળતી સફળતા મેળવવા માટે પણ આ પદ્ધતિ કામ આવે છે ઘણી વાર માણસ સવારના ત્રણ વાગે ઊઠવા માગતો હોય, ત્યારે તે પોતાના મનને જોરદાર સૂચન કરે કે, 'તારે મને ત્રણ વાગે ઉઠાડવાનો છે.' આવી સૂચના ભારપૂર્વક આપી હોય તો માણસનું મન તેને અચૂક ત્રણ વાગે ઉઠાડે છે. રાત્રે ઊંઘતી વખતે ઓશીકા પર, જેટલા વાગે ઊઠવું હોય તેટલા ટકોરા પોતાના માથા વડે મારવા ને પાંચ વાગે ઊઠવું છે તેમ વારંવાર બોલવું. આમ કરવાથી સમયસર ઊઠાશે. આપણે કોઈક જગ્યાએ કોઈ મુલાકાત માટે બરાબર પાંચ વાગે પહોંચવાનું હોય, સમય થોડોક હાથમાં રહ્યો હોય પણ મનમા મજબૂત સૂચન કરવાથી, તે પોતે નક્કી કરેલા સમયે પહોચી શકે છે. ઘણીક રમતો હારના માર્ગે જતી હોય તેને ખાળીને જીતને માર્ગે લઇ જવા માટે પણ સૂચનશાસ્ત્ર અગત્યનો ભાગ ભજવે છે ક્રિકેટની મેચોમાં ઘણીવાર રાષ્ટ્રની કીર્તિ ગુમાવવાનો ભય હોય ત્યારે છેલ્લા ખેલાડીઓ રનોનો ગંજાવર ઢગલો ખડકીને દેશને સુકીર્તિ અપાવે છે. આમ સૂચનોનું માહાત્મ્ય જીવનના પ્રત્યેક ક્ષેત્રમા ખૂબ જ પ્રમાણમાં છે. અમારા આ સમજણના અજવાળામાં, યોગ્ય સૂચનોની મદદથી પોતાના જીવનમાં પણ આગળ પડતાં કાર્યો કરી શકે તેવી શકયતા મનની દીવાલ ઉપર કાયમ માટે અંકિત કરી રાખીને દરેકે જીવનને ઊર્ધ્વગામી બનાવવું જોઇએ.

આ કારણોને લીધે સૂચનોને વશીકરણના ક્ષેત્રમાં ઘણું મહત્ત્વપૂર્ણ સ્થાન આપવામાં આવ્યું છે. હજી થોડાંક વર્ષો પહેલાંની વાત છે. ત્યારે લોકો વશીકરણના નામથી ચમકી ઊઠતા. લોકો ભડકતા, વશીકરણ મેલી વિદ્યા છે એવી ઘણાનાં મનમાં ગેરસમજ હતી. સદ્‌ભાગ્યે આમાં પરિવર્તન આવવા લાગ્યું છે તે ખરેખર ખૂબ આનંદપ્રદ બિના છે. બરફના ટુકડાને આપણે સૂર્યના પ્રકાશમાં મૂકીએ તો સૂર્યની ગરમીથી એ ઓગળી જાય છે, એવી જ રીતે માણસોને સાચું અને સારું જ્ઞાન મળવાથી વશીકરણ પરત્વેનો તેમનો પૂર્વગ્રહ બરફના ટુકડાની માફક ઓગળવા માંડયો છે, એ વસ્તુ મંગલ ભાવિની એંધાણી છે એ એક શુભ ચિહ્ન છે.

આના અનુસંધાનમાં આપણે આ વિષયના કેટલાક નિષ્ણાતોના થોડાક અભિપ્રાયો તપાસીશું :

## દૈવી શક્તિ તરીકે વશીકરણ :

પ્રોફેસર કાર્પેન્ટરનું નામ આવા પ્રયોગો કરવા માટે અતિશય જાણીતું છે. ગૌતમ બુધ્ધે લોકોને સુખી કરવા માટે જેમ પોતે દુઃખ સહન કર્યું હતું, તેવી રીતે જનસેવા અને પ્રભુસેવા માટે પ્રોફેસર કાર્પેન્ટરે તેમના જીવનમાં ઘણું સહન કર્યું હતું.

તેમની કારકીર્દિના લગભગ અંત ભાગે તેમને કોઈ વર્તમાનપત્રના ખબરપત્રીએ પ્રશ્ન પૂછયો હતો : 'અત્યંત પ્રામાણિકપણે તમારો આ વિષયમાં ( હિપ્નોટિઝમ વિષે ) શો અભિપ્રાય છે ?'

પ્રોફેસર કાર્પેન્ટરે જવાબ આપ્યો હતો : 'હિપ્નોટિઝમ મારો મનગમતો વિષય છે. આ વિષયમાં પ્રયોગો

કરવા માટે મેં મારા જીવનનાં અમૂલ્ય વર્ષો ગાળ્યાં છે અને તેમાંથી મને અપાર આનંદ થયો છે. આ વિષય ઉપર હું લોકો સુધી બોલી શકું. પણ તમારી પાસે એટલું બધું લાંબું સંભળાવવાનો સમય નથી તેથી હું મારો વિચાર અતિ સંક્ષેપમાં રજૂ કરીશ. આવા પ્રયોગો સારી ભાવનાથી પ્રેરાઈને હાથ ધરવામાં આવે તો તેમાં માનવજાતને કશું પણ નુકસાન થવાનો બિલકુલ સંભવ નથી.

આ ક્ષેત્રમાં લેભાગુ માણસો પ્રવેશતા જણાય તો જ્ઞાની માણસો અને જનતાની પવિત્ર ફરજ છે કે તેમને ઉઘાડા પાડવા. તેમની ગેરપ્રવૃત્તિઓ તરફ લોકોનું સવિશેષ ધ્યાન દોરવું. આથી બીજા કોઈ આ સદ્જ્ઞાનનો ગેરઉપયોગ કરવાની કલ્પના પણ સરળ ભાવે નહીં કરે.'

પ્રોફેસર કાલ્ડવેલે પણ આ વિચારનું સમર્થન કરતાં કહ્યું છે કે, વશીકરણના જ્ઞાનની ઉપાસના સદ્ભાવનાથી કરવામાં આવે તો આજાર માનવજાતનાં દુઃખો ઓછાં કરવામાં ઘણો સારો હિસ્સો નોંધાવી શકાશે.

કોનેટ નામના એક હિપ્નોટિસ્ટ પોતાના વિદ્યાર્થીઓને આ પ્રમાણે શીખવતા હતા. માણસમાં સામાન્ય શકિતઓ સાથે કોઈ દૈવી શક્તિ–Divine Power–વસી રહી છે. આ દૈવીશકિત આપણને ગંભીર નુકસાન થતું અટકાવે છે. આ વસ્તુનો ખ્યાલ રાખીને હિપ્નોટિસ્ટે પોતાના વિષય પાસે સદ્બુદ્ધિ અને સદ્વિવેક વિરુદ્ધ કશું પણ કામ કરાવવાની વૃત્તિ રાખવી ન ઘટે. કદાચ આવા પ્રયોગો કરવામાં આવશે તોપણ તે વહેલામોડા ઉઘાડા થશે જ અજવાળામાં આવશે જ તેની ખાતરી રાખજો. આથી

પહેલાંથી જ ચેતીને એવી કોઈ પણ પ્રકારની હિનવૃત્તિ આચરતા અટકજો તેવો મારો તમને ખાસ અનુરોધ છે.

'કોઈ માણસને મુગ્ધાવસ્થામાં રાખીને તેની પાસે શુનો કરાવી શકાય?' આ પ્રશ્ન ઇંગ્લેન્ડના એક સુપ્રસિદ્ધ વર્તમાનપત્રે તે વખતના એક જાણીતા હિપ્નોટિસ્ટને પૂછયો હતો.

તેનો જવાબ તેમણે આ રીતે આપ્યો હતો: 'કોઇ પણ પ્રકારના સંકોચ વગર અથવા શરત વગર હું કહી શકું તેમ છું કે માણસ જ્યારે મુગ્ધાવસ્થામાં હોય છે ત્યારે તેની નૈતિક શક્તિઓ વધારે મજબૂત બને છે. આથી તેની પાસે અયોગ્ય કામ કરાવી શકાતું નથી. આવું સૂચન કરવામાં આવે તો પણ તે વિરુદ્ધમાં જાય છે.'

આ બધા પ્રયોગો અને સમજણના અજવાળામાં આપણે એક વસ્તુ વિનાસંકોચે નક્કી કરી શકીએ કે વશીકરણની શક્તિઓ ખૂબ ઉપયોગી છે તથા તેની ઉપાસના દરેકે કરવી જોઇએ.



## પ્રકરણ : ૧૯

# આટલું યાદ રાખશો

## (વશીકરણ વિષે માર્ગદર્શન)

*

વશીકરણ વિદ્યાને લગતી કેટલીક સર્વસામાન્ય General matters of importance–બાબતો–આ નાનકડા પ્રકારની મર્યાદામાં ચર્ચવા ધારી છે. આ બાબતો અગત્યની છે. આ ક્ષેત્રમાં સીધી અથવા આડકતરી રીતે સંકળાયેલા સૌ કોઈએ કાયમ માટે યાદ રાખવા જેવી છે. આ વસ્તુઓની સમજપૂર્વક આરાધના કરવાની ચીવટ રાખવામાં આવે તો તેના બહુ ઓજસપૂર્ણ પ્રયોગો કરીને સાચાં પરિણામો જનતાના લાભાર્થે લાવી શકાય.

આવા સારા પ્રયત્નો કરનાર પોતાની જાત માટે કૃતાર્થતા અનુભવશે. આ ઉપરાંત જનસેવા એ પ્રભુસેવા છે–'Service of manking is service of God' એ ન્યાયાનુસાર માણસોની સારી સેવા કરી શકાશે.

### નિર્દોષ વશીકરણ :

(૧) મોહિનીવિદ્યા પોતે નિર્દોષ છે. આપણે સાધનનો

ખરાબ ઉપયોગ કરીએ તો સાધન ખરાબ નથી હોતું, પરંતુ તેના વાપરનાર ખરાબ હોય છે. આથી મોહિનીવિદ્યાની નિર્દોષતા ટકાવી રાખવા માટે સજાગ પ્રયત્નો કરવા.

## વશીકરણમાં વિવેક :

પૂ. ગાંધીજીએ એક જગ્યાએ ખૂબ સરસ વાકય લખ્યું છે : 'તરવાર એ શૂરવીરની સંજ્ઞા નથી, કાયરતાની નિશાની છે.' શૂરવીર માણસને શસ્ત્રોની જરૂર પડતી નથી. નૈતિક હિંમતથી પોતે સારી રીતે કામ કરી શકે છે. આ ઉપરાંત તેની વિવેકબુદ્ધિથી શસ્ત્રનો ખરાબ ઉપયોગ કરતો અટકે છે. એ જ પ્રમાણે વશીકરણવિદ્યા સ્વાર્થી અથવા કાયર માણસે ઉપયોગ માટે કામમાં લેવી ના ઘટે. તરવાર જો ખરાબ માણસના હાથમાં મૂકવામાં આવે તો સારા માણસોને નુકસાન પહોંચાડે.

આ ન્યાયાનુસાર આ જ્ઞાન સ્વાર્થી અને સ્વકેન્દ્રીય માણસોને આપવું ના ઘટે. આ જ્ઞાન આપતાં પહેલાં શિષ્યોની આકરી પરીક્ષા ગુરુએ કરવી ઘટે. આથી પેઢી–દર પેઢી, પરંપરાઓ દ્વારા વશીકરણવિદ્યાના જ્ઞાનની નિર્દોષતા ટકી રહેશે. સફેદ વસ્ત્રમાં કાળો ડાઘ પડી જાય તો વસ્ત્ર બેહૂદું લાગે તેવી ઘટના આ જ્ઞાનની જાળવણીમાં થશે નહીં; તેમ થતું અટકશે.

## વશીકરણમાં સહકાર :

(૨) 'મારીને મુસલમાન ન બનાવાય,' એવી રીતે કોઇ પણ પ્રયોગ કરતાં પહેલાં વિષયની ઇચ્છા જાણી લેવી

જ. જો વિષયની ઈચ્છા ન હોય તો આવા પ્રયોગો હાથ ધરવા નહિ. કદાચ બળજબરીથી મોહિની નિદ્રા લાવવામાં આવે તો વશીકરણના પ્રયોગો કરવામાં આવે તો તેનાં સારાં પરિણામો નહીં આવે. આવાં ખરાબ પરિણામો આ વિજ્ઞાન-જ્ઞાનને કલંકિત કરશે.

માટે કોઈની પણ અનિચ્છા સીધી યા આડકતરી રીતે જણાય તો આવા પ્રકારના પ્રયોગો તરત જ બંધ કરી દેવા.

(૩) એક હાથે તાળી પાડી શકાતી નથી. તાળી પાડવા બે હાથની જરૂર પડે છે. તેવી જ રીતે એકમાર્ગી પ્રયોગો કરવામાં આવે તો તેનાં સારાં પરિણામો આવી ન શકે. આમાં વિષય અને વિષાયકે પોતાની સંપૂર્ણ શક્તિઓ વાપરીને પ્રયોગને સફળ બનાવવામાં પોતાનું ધ્યાન કેન્દ્રિત કરવું.

જ્ઞાન એક દીપક સમાન છે. દીપક બળતો હોય ત્યારે ઘણીવાર તોફાની વાયરાઓ આવે છે–વાય છે. આ વાયરાઓથી દીપક બૂઝાઇ ન જાય એ માટે આપણા બે હાથ ભેગા કરીને આપણે દીપકને રક્ષણ આપીએ છીએ.

બે હાથનો સહકાર સારું કામ આપે છે. ઝાઝા હાથ જ્યારે ભેગા મળે છે, ત્યારે તેનું પરિણામ ખૂબ સરસ આવે છે. ભાવનાથી પ્રેરાઈને પણ આવા પ્રયોગોમાં જોડાતા સર્વ પક્ષોએ પોતાના મૂલ્યવાન સહકાર આપવા માટે કટિબદ્ધ થવું જોઈએ.

દીવાની આજુબાજુ જ્યારે આપણે હાથની છાજલી કરીએ છીએ ત્યારે દીવાનો પ્રકાશ ઓજસ્વંતો બને છે.

તેવી જ રીતે વશીકરણ વિદ્યાના જ્ઞાનના દીપકનું તેજ આપણને વધારે મળે તે માટે આપણે સહકારરૂપી હાથ વિસ્તારવાની અગત્યની જરૂરિયાત છે. અંગ્રેજીમાં એક વાકય છે : "Co-operation for Co-existence and development." તે જ ન્યાયે વશીકરણની ગાંઠથી આપણે એકમેકની નજીક આવીએ અને જ્ઞાનનો વિકાસ થાય એ ભાવનાથી આપણે જેટલો વધારે સહકાર આપીશું-તેટલાં વધુ સારાં ફળોની નીપજ તેમાંથી આપણને સાંપડશે.

## મુગ્ધાવસ્થામાં વશીકરણ :

(૪) કોઈ પણ વિધેય જ્યારે મુગ્ધાવસ્થામાં હોય ત્યારે તેને કશા પણ પ્રકારનું નુકસાન ન થાય તેની જવાબદારી વિધાયકના એટલે કે હિપ્નોટિસ્ટના શિરે છે. આમાં સ્ત્રી વિધેય હોય તો નીતિના ચોક્કસ નિયમોનું પાલન થવું જોઈએ. મર્યાદાની લક્ષ્મણરેખાનું ઉલ્લંઘન ભૂલથી પણ ન થાય તેવી સૂક્ષ્મ કાળજી રાખવી પડે.

આવી સ્થિતિમા હિપ્નોટિસ્ટ ડૉકટર હોય કે ન પણ હોય છતાં પણ તેની જવાબદારી ડૉકટર જેટલી જ ગંભીર હોય છે. દર્દીને કશી પણ રજા-કજા ન થાય તે માટેની જે ઘટતી સાવચેતી ડૉકટર રાખે છે, તે રીતે જ હિપ્નોટિસ્ટે પણ રાખવી.

## સ્પષ્ટ સૂચનો :

(૫) ઘણીવાર કેટલીક અસ્પષ્ટતાઓ ગોટાળા કરે છે. 'શેઠ અજમેર ગયા છે,' તેવી ખરાબ અક્ષરોમાં હિંદીમાં ઉતાવળથી ચિઠ્ઠી લખવામાં આવી હોય તો 'શેઠ આજે

મરી ગયા છે' તેવું કોઇક વાંચે તો જબ્બર ગોટાળો થવાનો સંભવ છે.

આથી વિધાયકે સૂચનો આપતી વખતે પોતાની ભાષામાં સરળ રાખવી. અઘરા શબ્દો ન વાપરવા. જેથી વિષેયના મનમાં ગૂંચવાડા ન થાય.

વળી આ સૂચનોમાં ચોકકસપણું સાચવવું. ગણિતમા જેમ ૨+૨=૪ થાય તેવી ચોક્કસ સૂચના વિધાયકે વિષેયને આપવી.

આ ઉપરાંત વિષેયના મનમાં એ સૂચના બરાબર ઠસી જાય તે માટે સૂચનાઓ ૪–૫ વાર આપવી જોઈએ. ક્યારેક વધારે વાર તેનું પુનરાવર્તન કરવાની જરૂર પડે તો તેમ કરવું.

વિધાયકે શિક્ષકના જેવી જ મનોવૃત્તિ દાખવવી. શિક્ષક ગહનશીલતા અને ધીરજથી વિદ્યાર્થીઓને એકની એક વસ્તુ વારંવાર સમજાવે છે તેવી જ રીતે વિધાયકે જરૂર પડે તો વિષેયને એ સૂચના ધીરજપૂર્વક અને વારંવાર આપવી.

વિધાયકે આકળા ન થઈ જવું. પોતાનાં સૂચનો નિષ્ફળ જતાં હોય તો પણ ઉશ્કેરાઇ ના જવું. મગજ ઉપરથી કાબુ ન ગુમાવી બેસવો. અખૂટ શ્રદ્ધાનું પાથેય લઈને તેણે બહાર પડવું જોઇએ; તો જ તે આ ક્ષેત્રે આગળ વધી શકે, નહિતર તેની પ્રગતિ થતી અટકી જશે.

(૬) ઘણા લોકો એમ માને છે કે વશીકરણના આવા પ્રયોગોને વશ થવું એ નબળાઇ છે. It is a sign

of important weakness, પણ વસ્તુસ્થિતિ તેમ નથી.

ઘણીવાર આપણું શરીર બરાબર હોય અને આપણે દવા લેવામાં જરા પણ નાનમ અનુભવતા નથી, એ જ ન્યાયે જ્યારે આપણે અમુક પ્રકારની જરૂરિયાતના આરે ઊભેલા હોઈએ છીએ ત્યારે આ પ્રયોગોને આધીન થવામાં ખોટું નથી, તેમાં નાનમ નથી.

આ વસ્તુ માત્ર આપણે સમજીએ તેટલું બસ નથી. આ વસ્તુ બીજા લોકોનાં મત ઉપર પણ ઠસાવવા માટે આપણે બધી જ શકિતઓ વાપરીને પ્રયત્નો ચાલુ રાખવા.

## વશીકરણ જ્ઞાનની લહાણી :

**ગૌતમ** બુદ્ધને જ્યારે જ્ઞાન માળ્યું ત્યારે તેમના મનમાં એક આ પ્રકારની ઉપકારક લાગણી થઈ આવી હતી કે 'હું તો જાગ્યો, પરંતુ બીજાઓને જગાડું.' તેવી રીતે આપણને વશીકરણનું સારું જ્ઞાન મળે તો આપણે એ જ્ઞાનની લહાણ બીજાઓના લાભાર્થે કરીશું, તો આપણે ઊંચા ઊઠીશું, એ લાભ લેનાર ઊંચા ઊઠશે અને સમાજ પણ ઉન્નતિની પગથાર પર થોડાંક વધુ સોપાનો ચડશે તેમાં જરા પણ શંકા રાખવાની જરૂર નથી.

સ મા પ્ત

# મેસ્મેરીઝમ તથા હિપ્નોટિઝમ

: ગ્રંથના રચયિતા :

**શ્રી અનુભવાનંદજીએ તૈયાર કરેલાં**

**અન્ય લોકપ્રિય ગ્રંથો**

(૧) મેસ્મેરીઝમ યાને મોહિનીવિદ્યા (સચિત્ર)
(૨) હિપ્નોટિઝમ યાને વશીકરણવિદ્યા (સચિત્ર)
(૩) શ્રી સમર્થવાણી (સમર્થ રામદાસના મૂળ ગ્રંથનો ગુજરાતી અનુવાદ)
(૪) આનંદ સાધના
(૫) સત્યાર્થીની સાધના
(૬) સોક્રેટીસ અને પ્લેટોના જીવન સૂત્રો
(૭) દીપે દીપે અજવાળાં – Lead Kindly Light
(૮) હૈયા ઉકલત–A Book of Common Sense
(૯) ગૃહસ્થી ગીતા–શક્તિદાયી વિચારો
(૧૦) સંસ્કાર દીપ–પારસમણીસમા વિચારો
(૧૧) શ્રીફળ–જીવનમાંગલ્યના સૂત્રો
(૧૨) સુંદર બનો–તનથી મનથી
(૧૩) ધર્મની બાળપોથી–પાંચમી આવૃત્તિ
(૧૪) શ્રી રામનામ ભજનાવલી–ત્રીજી આવૃત્તિ
(૧૫) પ્રેરણાના પુષ્પો–Inspired Flowers
(૧૬) સદાચારના સૂત્રો-Companion to Characte
(૧૭) આત્માની ઓળખ–Know Thyself
(૧૮) મનની શાંતિ–Peace of Mind
(૧૯) અનુભવનો આનંદ–Pleasure of Life
(૨૦) એંસી સુધી સુવાની
(૨૧) વિભુ સાથે વાર્તાલાપ (૨૨) જીવન દ્વારા મૃત્યુને જીતો
(૨૩) સાચું નામ શ્રી રામનું (૨૪) અનુભવવાણી
(૨૫) જીવવાની કળા (૨૬) વિભુતીવાણી